# હિંદુસ્તાનનો લઘુ ઇતિહાસ.

## ગુજરાતીમાં.

મોરીસ કૃત ઉપરથી દરેક પ્રકરણનો ટુંક સાર, ગવર્નર જનરલોનું તથા માહાન પુરૂષોનું ટુંક વૃત્તાંત, મુખ્ય લડાઇઓ ક્યારે અને કોની કોની સાથે થઇ તથા તેનો પરીણામ, મુખ્ય લડાઇનાં કારણો, મુખ્ય તહનામા, અંગ્રેજ સરકારને મળેલા મુલકો, તથા વાર્ષિક ખીના સહિત.



**સુરત મધ્યે**

સુરત વિક્ટોરીઆ પ્રેસમાં મછાગામ ઘેલાભાઇએ છાપી પ્રગટ કરી.

**કીમત આઠ આના.**

સંવત ૧૯૩૫. સને ૧૮૭૯.

# હિંદુસ્તાનનો લઘુ ઇતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### દેશનું વર્ણન.

---

**હિંદુસ્તાનની સીમાઃ**—ઉત્તરે હિમાલય પર્વત, પશ્ચિમે અફ્ગાનીસ્તાન તથા અરબી સમુદ્ર; દક્ષિણે હિંદી માહાસાગર; અને પૂર્વે બંગાળાનો ઉપસાગર તથા તેની પેલીમેર બ્રહ્મદેશ છે.

**વિસ્તાર અને વસ્તી**—હિમાલય પર્વતથી કેપ કન્યા કુમારી સુધી લંબાઇ ૧૯૦૦ મૈલ છે, અને પશ્ચિમે સિંધથી તે પૂર્વે આસામના મુલક સુધી પોહોળાઇ આસરે ૧૮૦૦ મૈલ છે. એનું ક્ષેત્રફળ આસરે ૧૫૮૨૧૨૦ ચોરસ મૈલ છે, ને વસ્તી આસરે ૨૩૯૯૩૮૬૯૫ માણસની છે.

**મુખ્ય વિભાગઃ**—વિંધ્યાચળ પર્વતથી હિંદુસ્તાનના બે મુખ્ય વિભાગ થયલા છે, ઉત્તર હિંદુસ્તાન તથા દક્ષિણ હિંદુસ્તાન.

**મુખ્ય પર્વતોઃ**—હિમાલય, શિવાલીક, વિંધ્યાચળ, સાતપુડો સંહ્યાદ્રી અથવા પશ્ચિમઘાટ, પૂર્વઘાટ, અને નિલગરી.

**મુખ્ય નદીઓઃ**—બ્રહ્મપુત્રા (એની શાખા સાંપુ, ડીસંગ, નીલ કમર વગેરે), સિંધુ (એની શાખા, જેલમ, બીઆસ, રાવી, ચીનાબ અને સતલજ), ગંગા સૌથી મોટી નદી (એની શાખા, ઘોઘરા, સોણ, ચંબલ, જમના, ગોમતી, હુગલી, અને રામ ગંગા), સાબરમતી, મહી, નર્મદા, તાપી, માહાનદી, ગોદાવરી, કૃષ્ણા, તુંગભદ્રા ને કાવેરી.

**મુખ્ય બેટોઃ**—સિંહલદ્વિપ (સીલોન અથવા લંકા) હિંદુસ્તાનની દક્ષિણે છે, એનુ મુખ્ય શેહેર કાંન્ડી છે અને તેમાં ત્રિંકોમાલી, પોઇન્ટ દીગાલ, કોલંબો અને એરીપો મોટા બંદરો

છે. એ શિવાય મલબાર કીનારે લક્ષદ્વીપ અને માલદ્વીપ નાના બેટો છે. નીકોબાર, આન્ડામાન, સીંગાપોર અને પીનાંગ વગેરે બેટો બંગાળાના ઉપસાગરમાં છે. રામેશ્વર અને મનારના બેટો પાકની સામુદ્રધુની તથા મનારના અખાતની વચ્ચે છે.

**મુખ્ય અખાતોઃ**—કચ્છનું અખાત ને ખંભાતનું અખાત હિંદુસ્તાનની પશ્ચિમે છે. દક્ષિણે મનારનું અખાત છે અને પૂર્વે બંગાળાનું અખાત (ઉપસાગર) છે.

**મુખ્ય ભૂશીરઃ**—કન્યા કુમારી તથા દીવ.

**મુખ્ય સામુદ્રધુનીઃ**—પાકની સામુદ્રધુની હિંદુસ્તાન અને સિંહલદ્વીપ (લંકા) ની વચ્ચે છે અને તે મનારના અખાતને તથા હિંદી માહાસાગરને સાંધે છે.

**મુખ્ય ઈલાકાઃ**—હાલ પાંચ ઈલાકા છે. બંગાળા, આગ્રા, પંજાબ, મુંબાઈ અને મદ્રાસ.

**બંગાળા ઈલાકાના મુખ્ય શેહેરોઃ**—કલકત્તા, મુર્શિદાબાદ, ઢાકા, પ્લાસી, બર્દવાન, ચીતાગંગ, શ્રીરામપૂર, ચંદ્રનગર, દારજીલીંગ, બહાર, પટણા, મોંગીર, દીનાપૂર, ભાગળપૂર, રાજમાહાલ, ગયાં, બકસર, કટક, બાલાસુર વગેરે.

**આગ્રાઈલાકાના મુખ્ય શેહેરોઃ**—કાશી, આગ્રા, પ્રયાગ, મીરજાપોર, ચુનાર, કલિંજર, કાનપોર, લખનોર, જવાનપૂર, કનોજ, ગ્વાલીયર, કાલ્પી, ફૈજાબાદ, હરદ્વાર અને શાહાજાનપૂર.

**પંજાબ ઈલાકાના મુખ્ય શેહેરોઃ**—લાહોર, મૂલતાન, અમૃતસર, પેશાવર, અટક, રાવલપીંડી, ભાવલપૂર, લુધ્યાના, બરેલી, દિલ્હી, મીરત, સરહિંદ, સાહારપોર ને પાનીપત.

**મુંબાઈ ઈલાકાના મુખ્ય શેહેરોઃ**—શીકારપોર, હેદ્રાબાદ કરાંચી, ભૂજ, માંડવી, નવાનગર, રાજકોટ, જુનાગઢ, ભાવનગર ખંભાત, અમદાવાદ, ગોધરા, ખેડા, વડોદરા, ભરૂચ, સુરત, થાણા, ધુળીઆ, અહમદનગર, નાસક, પુના, સતારા, સોલાપુર, બેલ

ગામ, ધારવાડ, રત્નાગીરી, માલેગામ, કોલાપુર, સાંવતવાડી, ગોવા વગેરે.

**મદ્રાસ ઈલાકાના મુખ્ય શેહેરોઃ**—મદ્રાસ, મછલીપટ્ટણ, ચીતાર, ત્રીચીનોપોલી; ગંજામ, વીસાગાપટ્ટણ, રાજમંદ્રી, ગંતુર, વીજાયનગર, પોન્ડીચરી, આર્કોટ, તંજાવર, મધુરા, ત્રાંકવીબાર, ત્રીનેપલી, બેલારી, માંગલોર, બાંગલોર, કલ્યાણપુર, કેનેનોર, કેલીકટ, શ્રીરંગપટ્ટણ અને ત્રિવેનદ્રમ.

**મોટી તીર્થની જગાઃ**—ઉત્તરે બદ્રિનાથજી, પુર્વે જગન્નાથજી, દક્ષિણે રામેશ્વર અને પશ્ચિમે દ્વારકાનાથજી છે; આ ચાર મોટા સ્થળો છે, તે શિવાય કેદારનાથ, ગયાંજી, કાશી, પ્રયાગ, ગોકુળ, મથુરા, હરદ્વાર, શ્રિનાથજી, અંબાજી, બહુચરાજી, ડાકોર, નાશક, ત્રંબક, પંઢરપુર અને પાળીતાણા વગરે ઠેકાણે હિંદુ લોક જાત્રા જાય છે.

**વેપારના મુખ્ય બંદરોઃ**—કલકત્તા, મદ્રાસ, પોન્ડીચરી, કોચીન, ગોવા, મુંબાઈ, સુરત, ભાવનગર, દીવ, પોરબંદર અને કરાંચી વગરે. [ઘરનો ડુંગર વગરે.

**હવાની મુખ્ય જગ્યાઃ**—સીમલા. દારજીલીંગ, મહાબલે-

**ફ્રેન્ચના તાબાના શેહેરોઃ**—કોરોમાન્ડળના કિનારાપર પોન્ડીચરી અને કેલીકટ, ગોદાવરી નદીના મૂખ આગળ યેનોન, મલબારના કિનારાપર મહિ અને હુગલી નદીપર ચંદ્રનગર.

**ફિરંગી (પોર્ટુગીસ) ના શેહેરોઃ**—હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાપર ગોવા, મુંબાઇની ઉત્તરે દમન, અને ગુજરાતના દક્ષિણ કિનારાના ટાપુમાં દીવ છે.

---

## પ્રાચિન ઈતિહાસ.

હિંદુસ્તાનનો પ્રાચિન ઇતિહાસ હિંદુ લોકની ધર્મની દંતકથા સાથે એવાતો મિશ્ર થઇ ગએલો છે કે, તેમાંથી ખરો સાર

બોળી કાહાડવો ઘણો મુસ્કેલ છે. ઘણા ગ્રંથ કર્ત્તાના વિચાર પ્રમાણે હિંદુ લોક અસલના હિંદુસ્તાનમાં વસનારા નથી, પણ પ્રથમ વાવ્યકોણ તરફથી આવી તેઓ એ દેશના ઉત્તરકોણમાં વસ્યા હતાં; અને ત્યાંથી દક્ષિણ વગેરે ઠેકાણે તેઓ ફેલાયલા છે.

**હિંદુસ્તાનનું જુનામાં જુનું રાજ.** હિંદુસ્તાનમાં અયોધ્યાનું રાજ જુનામાં જુનું છે, તેમાં પૂર્વે રામચંદ્ર રાજા રાજ કરતો હતો. તેણે દક્ષિણમાં યુદ્ધ કરી મોટું નામ મેળવ્યું હતું.

**પાંડવ અને કૌરવ.** અસલની બીજી મોટી વાત પાંડવ કૌરવની છે તેમની રાજધાની દિલ્હીની પાસે હસ્તિનાપૂરમાં હતી. આ બંને પિતરાઈઓ રાજને માટે લડી મુઆ હતા, અને તેમાં પાંડવની જીત થઈ હતી.

**કૃષ્ણ.** એ ગુજરાતનો રાજા અને પાંડવનો ખાસ મિત્ર હતો. એનીજ મદદથી પાંડવોએ જીત મેળવી હતી. આ વાત ઈ. સ. પૂ. ૧૪૦૦ વર્ષપર બનેલી કહેવાય છે. અને એ વખતે ગંગા નદીની ખીણમાં છ સ્વતંત્ર સંસ્થાનો હતા.

**ચંદ્રગુપ્ત અને અશોક** ઉપર કહેલા છ સંસ્થાનોમાંનું એક સંસ્થાન જેને મગધ કરીને કેહેતા હતા, ત્યાં આ બે નામાંકિત રાજા થઈ ગયા છે. અશોકનું રાજ ઘણું વિસ્તિર્ણ હતું; અને તેના વંશો પાંચમી સદી સુધી આ સંસ્થાનમાં રાજ કરતા હતા.

**વિક્રમ** આ રાજા ઈ. સ. પૂ. ૫૬ વરસ ઉપર માળવામાં ઉજ્જન શેહેરમાં થઈ ગયો છે. એ મહા શુરો, અને પ્રતાપી હતો એટલુંજ નહીં પણ એણે પરદુઃખ ભંજનનું અક્ષય નામ મેળવેલુ છે; અને એના નામથી સંવત ચાલે છે.

**ભોજ** આ રાજા ઈ. સ. પૂ. ૧૧૦૦ માં થઈ ગયો છે. એ ઘણો પ્રાક્રમી, માયાળુ અને હેતેશ્રી હતો. એના વખતમાં કાલીદાસ, ભવભુતી વગેરે કવિઓ થઈ ગયા છે. એના વંશોનું રાજ ઈ. સ. ૧૨૩૧માં મુસલમાનોએ ડુબાડયું.

**શાલીવાહન** એના નામથી ઇ. સ. ૭૭ પછી હિંદુ શક ચાલ્યો આવે છે. એણે મહારાષ્ટ્ર દેશમાં રાજ કર્યું હતું. એને વિશે એવી વાત ચાલે છે કે એણે માળવાના પ્રખ્યાત રાજા વિક્રમને જીત્યો હતો, પણ એ અસંભવિત વાત છે, કારણ કે એ વિક્રમ પછી ઘણે વરશે થયો હતો.

રજપુતનું પ્રાબલ્ય. આ લોકનું પ્રાબલ્ય ઇ. સ. ની દશમી સદીના આરંભે થયું. સતી અને સ્ત્રી બાળહત્યા કરવાનો ચાલ એઓમાં ઘણો હતો.

---

## પ્રકરણ ૨ જુ.

### "હિંદુસ્તાનપર પરદેશીના હુમલા અને મુસલમાન રાજાઓ".

દારા. એ ઇરાની લોકોનો રાજા હતો. પરદેશી રાજાઓમાં એણેજ પેહેલ વેહેલી હિંદુસ્તાનપર ચડાઇ કરી હતી, અને સિંધુ નદીના કાંઠાપરના દેશ જીતી લીધા, પણ એ રેતીના મોટા મેદાનથી આગળ આવ્યો નહીં. ઈ. સ. પૂ. ૫૦૮.

**મહાન સિકંદર.** મહાન સિકંદર ઇ. સ. પૂ. ૩૨૮ માં માસીડોનીઆનો રાજા હતો. એણે હિંદુસ્તાનમાં પંજાબના રાજા પોરસ ઉપર ચડાઇ કરીને તેને હરાવ્યો. પણ ત્યાં એના લશ્કરમાં ફિતુર થવાથી એ સિંધ અને બલુચીસ્તાનમાં થઇ, આસિરિયાના મુલકમાં ગયો; જ્યાં આગળ તે ઇ. સ. પૂ. ૩૨૩ માં મરણ પામ્યો.

**સેલ્યુકસ.** એ મહાન સિકંદરનો એક સરદાર હતો. સિકંદરના મોત પછી એણે મગધ દેશના રાજા ચંદ્રગુપ્તની સાથે સલાહના કોલકરાર કર્યા હતા, તથા તેના રાજ્યનો કેટલોક ભાગ એને મળ્યો હતો, તેમાં મુખ્ય બેકટ્રિયા પ્રાંત હતો, ત્યાર પછી

ઘણે વરશ બેકટ્રિયાના લોક સ્વતંત્ર થયા હતા; અને તેઓએ હિંદુસ્તાનપર ચઢાઇ કરી ઘણા અને સિકંદર કરતાં પણ વધારે મુલક જીત્યા હતા.

## હિંદુસ્તાનમાં મુસલમાન જીતનારા ઈ. સ. ૯૯૭થી ૧૫૨૬ સુધી.

### ગિઝની વંશ ઇ. સ. ૯૯૭-૧૧૮૬.

| રાજાના નામ | સાલ | રાજાના નામ | સાલ |
|---|---|---|---|
| ૧. મહમદ | ૯૯૭-૧૦૩૦ | ૭. ઈબ્રાહિમ | ૧૦૫૮-૧૦૮૯ |
| ૨. મસાઉદ | ૧૦૩૦-૧૦૪૦ | ૮. મસાઉદ (બીજો) | ૧૦૮૯-૧૧૧૪ |
| ૩. મોદુદ | ૧૦૪૦-૧૦૪૯ | ૯. અરસલીન | ૧૧૧૪-૧૧૧૮ |
| ૪. અબ્દુલ હસન | ૧૦૪૯-૧૦૫૧ | ૧૦. બેહેરામ | ૧૧૧૮-૧૧૫૨ |
| ૫. અબ્દુલ રસીદ | ૧૦૫૧-૧૦૫૨ | ૧૧. ખુશરૂ | ૧૧૫૨-૧૧૫૯ |
| ૬. સુલતાન જાદફરૂક | ૧૦૫૨-૧૦૫૮ | ૧૨. ખુશરૂમલેક | ૧૧૫૯-૧૧૮૬ |

**મહમદ ૯૯૭-૧૦૩૦.** એ રાજા ઇ. સ. ૯૬૬ માં જનમ્યો હતો. એણે ઈ. સ. ૧૦૦૧ માં હિંદુસ્તાન ઉપર પેહેલી સ્વારી કરી હતી, અને ત્યાર બાદ બીજી અગીઆર સ્વારીઓ હિંદુસ્તાનના આસપાસના દેશો ઉપર કરી હતી. આ બારે સ્વારીઓમાં તે ઘણું દ્રવ્ય લઇ ગિઝની શેહેર પાછો ગયો હતો. એણે બારમી (છેલી) સ્વારી ઇ. સ. ૧૦૨૪ માં શોમનાથના દેવલ ઉપર કરીને તે લુટી લીધું હતું. આ ઠેકાણેથી પાછા ફરતાં અજમેરના રાજાએ એનો અટકાવ કર્યો હતો તેથી એને સિંધુ નદીના પૂર્વે તરફના રેતીના મેદાનમાં થઇને જવું પડયું હતું. આથી એ-

ના લશ્કરના હજારો માણસો મરણ પામ્યા હતા; એ તેત્રીસ વરસ રાજ કરી ઈ. સ. ૧૦૩૦ માં મરણ પામ્યો. એની પછી એનો નાનો પુત્ર મહમદ ગાદીએ બેઠો, પણ તરતજ તેના ભાઈ મસાઉદે તેને ગાદી ઉપરથી ઉઠાડી કેદ કર્યો ને પોતે ગાદીએ બેઠો.

**મસાઉદ**
૧૦૩૦–૧૦૪૦. એ મહમદનો વડો પુત્ર હતો. એના રાજમાં સલજુકી નામના તાતાર લોકે બખેડો કર્યો હતો. એણે મોટી મોટી ઈમારતો બાંધી હતી અને વિદ્વાન લોકને આશ્રય આપ્યો હતો. એને એના ભત્રીજા મહમદે મારી નાંખ્યો હતો ઈ. સ. ૧૦૪૦. એણે દશ વર્ષ રાજ કર્યું.

**મોદુદ**
૧૦૪૦–૧૦૪૯. એ મસાઉદનો પુત્ર હતો જ્યારે એનો બાપ માર્યો ગયો ત્યારે એ બલ્ખ પ્રાંતમાં હતો, ત્યાંથી આવી પોતાના વેરીઓને મારીને પોતે ગાદી ઉપર બેઠો. એણે સલજુકી લોક સાથે સલાહ કરી હતી. એ નવ વરશ રાજ કરી ઈ. સ. ૧૦૪૯ માં ગુજરી ગયો.

**અબદુલહસન**
૧૦૪૯–૧૦૫૧. એ રાજા પોતાના ભાઈ મોદુદના પુત્રને મારીને ગાદી ઉપર બેઠો, પણ એણે બે વરશ રાજ ન કર્યું, એટલામાં એના કાકા અબદુલ રસીદે એને ગાદી ઉપરથી ઉઠાડી મુકી પોતે ગાદી ઉપર બેઠો.

**અબદુલરસીદ**
૧૦૫૧–૧૦૫૨. એ રાજા મસાઉદનો ભાઈ હતો. એણે પંજાબ પ્રાંત તાબે કર્યો હતો. એ ચાળીશ વરશ રાજ કરી ઈ. સ. ૧૦૫૨ માં માર્યો ગયો હતો.

એના મરણ પછી ગિઝની વંશનો કોઇ સુલતાન જાદફરૂક ગાદીએ બેઠો, એણે સલજુકી લોકે લીધેલું રાજ લેવા યત્ન કર્યો, પણ તેમાં તે પાર પડ્યો નહીં. તે છ વરશ રાજ કરી ઈ. સ. ૧૦૫૮ માં ગુજરી ગયો.

**ઈબ્રાહીમ**
૧૦૫૮–૧૦૮૯. એ જાદફરૂકનો ભાઈ હતો. એ મોટો ત્યાગી તથા દેવ ભોળો હતો. એણે પોતાની સઘળી

બધ કુરાનનો ઉતારો કરવામાં ગુજરી હતી. એ એકત્રીસ વરશ રાજ કરી મરણ પામ્યો.

**મસાઉદ (બીજો) ૧૦૮૯–૧૧૧૪.** એ ઈબ્રાહિમનો પુત્ર હતો. એના વખતમાં મુસલમાનોએ ગંગા નદીના કાંઠા સુધીનો મુલક સર કર્યો હતો. એણે રાજના બંદોબસ્તને માટે સારા કાયદા કર્યા હતા. એ પચીસ વરશ રાજ કરી ગુજરી ગયો.

**અરસલીન ૧૧૧૪–૧૧૧૮.** મસાઉદ પછી તેનો છોકરો અરસલીન ગાદીએ બેઠો. પણ એની માએ એને ગાદી ઉપરથી ઉઠાડી તેના બીજા છોકરા બેહેરામને ગાદી ઉપર બેસાડયો.

**બેહેરામ ૧૧૧૮–૧૧૫૨.** એ મસાઉદનો પુત્ર હતો. એ ઘણો વિદ્વાન અને પ્રતાપી હતો. એણે પોતાના જમાઈ કુતુબુદ્દીનને મારી નંખાવ્યો તેથી તેના ભાઈ સૈફુદીને બેહેરામને હરાવ્યો, પણ દરબારના લોકની મદદથી બેહેરામે પાછા સૈફુદીનને હરાવી મારી નાંખ્યો. આ ખબર સૈફુદીનના ભાઇ અલાઉદ્દીનને પડી કે તરતજ એક મોટુ લશ્કર લઇ એ આવ્યો અને બેહરામને હરાવી ગિઝની શેહેર ઉજડ કર્યું; આ વખતે બેહેરામ હિંદુસ્તાન તરફ નાસતા રસ્તામાં મરણ પામ્યો.

**ખુશરૂ ૧૧૫૨–૧૧૫૯.** બેહરામ પછી તેનો છોકરો ખુશરૂ ગાદીએ બેઠો. એના વખતમાં કંઇ જાણવા જોગ બીના બનેલી નથી. એ સાત વરશ રાજ કરી ગુજરી ગયો.

**ખુશરૂ મલેક ૧૧૫૯–૧૧૭૬.** ખુશરૂ પછી તેનો છોકરો ખુશરૂ મલેક ગાદીએ બેઠો. ગોરી વંશના મુસલમાન લોકે ઇ. સ. ૧૧૭૬ માં એના રાજની તથા ગિઝની વંશની સમાપ્તી કરી.

---

## ગોરી વંશ ૧૧૭૬–૧૨૦૬.

**મહમદ ગોરી ૧૧૭૬–૧૨૦૬.** મહમદ ગોરી ઉર્ફે શાહાબુદ્દીને ખુશરૂ મલેકને કેદ કરી પોતે ગાદી ઉપર બેઠો. એના સરદાર

કુતુબુદ્દીને ઈ. સ. ૧૧૯૩ માં હિંદુસ્તાનપર ચડાઈ કરી, દિલ્હી અને અજમેર સર કર્યા હતા. એણે દિલ્હીના રાજા પૃથુરાજને ઈ. સ. ૧૧૯૧ માં પાનીપત આગળ હરાવ્યો. એને ઈ. સ. ૧૨૦૬ માં સિંધુ નદીને કાંઠે ગક્કર નામના લોકોએ માર્યો. એને કંઈ સંતાન નહોતું અને એના ભત્રિજા મહમદમાં રાજ ચલાવવાનું સામર્થ્ય નહોતું તેથી તેની પછી તેનો ગુલામ કુતુબુદ્દીન ગાદીએ બેઠો.

---

## ગુલામવંશ ૧૨૦૬–૧૨૮૮.

| રાજાના નામ | સાલ | રાજાના નામ | સાલ |
|---|---|---|---|
| ૧. કુતુબુદ્દીન | ૧૨૦૬–૧૨૧૦ | ૬. મવઝુદ્દીન | ૧૨૩૯–૧૨૪૧ |
| ૨. આરામ | ૧૨૧૦–૧૨૧૧ | ૭. અલ્લાઉદ્દીન | |
| ૩. અલ્તમસ. | ૧૨૧૧–૧૨૩૬ | મસાઉદ | ૧૨૪૧–૧૨૪૬ |
| ૪. રૂકનુદીન. | ૧૨૩૬–૧૨૩૬ | ૮. નાસરૂદીન | ૧૨૪૬–૧૨૬૬ |
| | (સાત માસ) | ૯. ગ્યાસુદીન | |
| ૫. રજીઆ બે | | બુલબન | ૧૨૬૬–૧૨૮૬ |
| ગમ | ૧૨૩૬–૧૨૩૯ | ૧૦. કૈકુબાદ | ૧૨૮૬–૧૨૮૮ |

**કુતુબુદ્દીન ૧૨૦૬–૧૨૧૦.** એ રાજા શાહાબુદ્દીન ગોરીનો ગુલામ હતો. એણે પોતાની હોંશીઆરીથી રાજ મેળવ્યું હતું એ ચાર વરશ રાજ કરી મરણ પામ્યો.

**આરામ ૧૨૧૦–૧૨૧૧.** કુતુબુદ્દીન પછી એનો છોકરો આરામ ગાદીએ બેઠો હતો. એનામાં રાજ ચલાવવાનું કંઈ સામર્થ નહોતું તેથી અલ્તમસે તેને મારી નાંખી ગાદી છીનવી લીધી.

**અલ્તમસ ૧૨૧૧–૧૨૩૬.** એ કુતુબુદ્દીનનો પેહેલો ગુલામ હતો અને પાછળથી એની હોંશીઆરીને લીધે એ કુતુબુદ્દીનનો જમાઈ થયો હતો, અને પોતાના સાળાને મારી નાંખી ગા-

દી ઉપર બેઠો હતો. એણે સિંધ દેશ સર કર્યો હતો. દિલ્હીની પાસેનો કુતુબ મીનાર નામનો મીનારો એના વખતમાં તૈયાર થયો હતો. એ ઈ. સ. ૧૨૩૬ માં મરણ પામ્યો હતો.

રૂકનુદ્દીન
૧૨૩૬.

એ અલ્તમસનો દીકરો હતો. એ પોતાના બાપના મરણ પછી ગાદીએ બેઠો હતો. એ ઘણા ક્રૂર કર્મો કરવા લાગ્યો તેથી સાત મહીનામાં લોકોએ એને ગાદી ઉપરથી ઉઠાડી મુકી એની બેહેન રજીઆ બેગમને ગાદી ઉપર બેસાડી ઈ. સ. ૧૨૩૬.

રજીઆબેગમ
૧૨૩૬-૧૨૩૯.

એ બેગમ ગુણી અને વિદ્વાન હતી, પણ એક હલકા માણસ સાથે સંબંધ કરવાને લીધે અમીર લોકે એને પકડીને કેદ કરી હતી. આ કેદખાનામાંથી અલતુનીઆ નામના સરદાર જોડે લગ્ન કરી નાસી ગઇ, અને રાજ લેવા સારૂ લશ્કર તૈયાર કર્યું. એને અને એના ધણીને અમીર લોકે હરાવી ઠાર માર્યા હતા.

મવઝુદ્દીન
૧૨૩૯-૧૨૪૧.

એ રજીઆ બેગમનો ભાઇ હતો. એણે બે વરશ રાજ કર્યું એટલામાં એના લશ્કરે એને કેદ કરી મારી નાંખ્યો.

અલ્લાઉદ્દીન
મસાઉદ
૧૨૪૧-૧૨૪૬.

એ રૂકનુદ્દીનનો છોકરો હતો. એણે પણ પાંચ વરશ રાજ કર્યું નહીં એટલામાં એની પણ મવઝુદ્દીનના જેવીજ વલે થઇ.

નાસરદ્દીન
૧૨૪૬-૧૨૬૬.

અલ્લાઉદ્દીન મસાઉદની પછી અલ્તમસના છોકરાનો છોકરો નાસરૂદ્દીન ગાદી ઉપર બેઠો. એ ઘણો વિદ્વાન તથા કંજુસ હતો. એ વીશ વરશ રાજ કરી ગુજરી ગયો.

ગ્યાસુદ્દીન બુ
લબન
૧૨૬૬-૧૨૮૬.

નાસરૂદ્દીન પછી ગ્યાસુદ્દીન બુલબન ગાદીએ બેઠો એ નાહાનપણમાં ગુલામ હતો. એ નાસરૂદ્દીનનો વજીર હતો. એ ઘણોજ શૂરો હતો.

એણે ઇરાનના મોગળ બાદશાહ આરગુનખાનની ફોજને બે વાર હરાવી તેણે લીધેલો મુલક પાછો લીધો હતો. એ વીશ વરશ રાજ કરી મરણ પામ્યો.

**કૈકુબાદ ૧૨૮૬-૧૨૮૮.** ગ્યાસુદ્દીન બુલબન પછી તેના દીકરાનો દીકરો કૈકુબાદ ગાદી ઉપર બેઠો. એની ઉમર નાહાની હતી તેથી રાજકારોબાર તેનો વજીર નિજામુદ્દીન કરતો હતો. આ વજીરે રાજ લેવાની મતલબથી નાસરૂદ્દીન મહમદના પુત્ર કૈખુશરૂને મરાવી નાંખ્યો હતો, આથી બાદશાહનો બાપ બંગાળેથી આવ્યો. અને બાદશાહને સમજાવ્યો, પણ તેના વજીર આગળ તેનું કંઈ ચાલે એવું નથી એમ જોઇ પાછો બંગાળે ગયો, ત્યાર પછી બાદશાહે પોતાના વજીરને ઝેર દેવડાવી મારી નખાવ્યો. આ વજીરના મૃત્યુ પછી બાદશાહમાં રાજ ચલાવવાનું સામર્થ નથી એમ ધારી ગિલચી ફોજે એને મારી નાંખ્યો; અને પોતાના સરદાર જલાલુદ્દીનને ગાદી ઉપર બેસાડયો અને ગુલામ વંશની સમાપ્તી કરી.

## ગિલચી અથવા ખિલજી વંશ ૧૨૮૮-૧૩૨૧

| રાજાના નામ | સાલ | રાજાના નામ | સાલ |
|---|---|---|---|
| ૧. જલાલુદ્દીન | ૧૨૮૮-૧૨૯૫ | ૩. કાફુર. | ૧૩૧૬-૧૩૧૭ |
| ૨. અલ્લાઉદ્દીન. | ૧૨૯૫-૧૩૧૬ | ૪. મુબારક. | ૧૩૧૭-૧૩૨૧ |
| | | ૫. ખુશરૂ. | ૧૩૨૧(૫ માસ) |

**જલાલુદ્દીન ૧૨૮૮-૧૨૯૫.** એ બાદશાહ ગાદી ઉપર બેઠો ત્યારે તેની ઉમર સિતેર વરશની હતી. એ બાદશાહે સાત વરશ રાજ કર્યું તેમાં તેણે ઘણા પ્રાક્રમ કર્યા હતા. એણે બુલબનના ભત્રીજા મલેક જાજુને હરાવ્યો હતો, અને મોગળ લોકને

હરાવી તેની સાથે સલાહ કરી હતી. એને એના ભત્રીજા અલ્લા ઉદ્દીને પોતે ગાદી લેવા સારૂ મારી નંખાવ્યો હતો. એ ઘણોજ સત્યગુણી તથા સાદો હતો.

અલ્લાઉદ્દીન ૧૨૯૫-૧૩૧૬. એ બાદશાહ પોતાના કાકાને મારી નંખાવી ગાદી ઉપર બેઠો હતો. એ ઘણો પ્રાક્રમી તથા શૂરો હતો. એણે મોગળ લોકના સરદાર પુતલુધખાનને હરાવ્યો હતો અને મેવાડ ઉપર ચડાઈ કરી ચિતોડનો કિલ્લો સર કર્યો હતો. એવું કહેવાયલું છે કે, એના સરદાર કાફુરે એને ઝેર ખવડાવી મારી નાંખ્યો હતો. એણે એકવીસ વરશ રાજ કર્યું. આ બાદશાહના પછી એ વંશમાં (અલ્લાઉદ્દીનનો સરદાર) કાફુર (અલ્લાઉદ્દીનનો પુત્ર) મુબારક અને (મુબારકનો સરદાર) ખુશરૂ બાદશાહ થઇ ગયા છે. પણ તેઓના વખતમાં કંઈ જાણવા જોગ બીના બની નથી. ઈ. સ. ૧૩૨૧ માં પંજાબના સુબેદાર ગાજીખાને ખુશરૂને હરાવી આ વંશનો અંત આણ્યો.

## તગલખ વંશ ૧૩૨૧-૧૪૧૨.

| રાજાના નામ | સાલ | રાજાના નામ | સાલ |
|---|---|---|---|
| ૧. ગ્યાસુદ્દીન | ૧૩૨૧-૧૩૨૫ | ૫. ગ્યાસુદ્દીન (બીજો) | ૧૩૮૮-૧૩૮૯ |
| ૨. મહમદ તગલખ | ૧૩૨૫-૧૩૫૧ | ૬. અબુબિકર | ૧૩૮૯-૧૩૯૦ |
| ૩. ફીરોઝુદ્દીન | ૧૩૫૧-૧૩૮૮ | ૭. નાસરૂદ્દીન | ૧૩૯૦-૧૩૯૪ |
| ૪. નાસરૂદ્દીન | ૧૩૮૮(૯ માંસ) | ૮. મહમદ (બીજો) | ૧૩૯૪-૧૪૧૨ |

ગાજીખાન (ગ્યાસુદ્દીન). ૧૩૨૧-૧૩૨૫. ગાજીખાન, ગ્યાસુદ્દીન તગલખનું નામ ધારણ કરી ગાદી ઉપર બેઠો. એ બુલબનની દાસીનો પુત્ર હતો. એના પુત્ર યુનાખાને વરંગુલ સર કર્યું હતું. એ બાદશાહ ઢાકાનો બંદોબસ્ત કરી પાછો ફરતો હતો

ત્યારે અકસ્માત દેરૂં પડવાથી મરણ પામ્યો. એણે ચાર વરશ રાજ કર્યું.

યુનાખાન (મહમદ તગલખ). ૧૩૨૫--૧૩૫૧. ગ્યાસુદ્દીન પછી એનો છોકરો યુનાખાન મહમદ તગલખનું નામ ધારણ કરી ગાદી ઉપર બેઠો. એણે એક મોટું લશ્કર તૈયાર કરી હિમાલયના પાહાડોમાંથી ચિન લેવાને મોકલ્યું, પણ તે ચિના લોકથી હારી જઈ પાછુ ફરતાં મરણ પામ્યું. એના વખતમાં બ્રાહ્મણી વંશ સ્થાપન થયો હતો. એ નિર્દય તથા બેવકુફ હતો; તોપણ લોકોના કલ્યાણને અર્થે એણે ધર્મશાળાઓ તથા સદાવ્રતો કર્યાં હતાં. વળી મોટી મોટી નેમણુકો કરી આણી વિદ્વાનોને પાસે રાખ્યા હતા. એ છવીશ વરશ રાજ કરી ઠઠ્ઠા શેહેરમાં મરણ પામ્યો.

ફીરોઝુદ્દીન ૧૩૫૧--૧૩૮૮. મહમદ મુઆ પછી તેના સરદારોએ તેના ભત્રીજા ફીરોઝુદ્દીનને ગાદીએ બેસાડયો. એ એની અગાઉના સઘળા મુસલમાન રાજાઓ કરતાં શ્રેષ્ઠ હતો. એણે લોકોના કલ્યાણને માટે ધર્મશાળાઓ, તળાવો, દવાખાનાં વગેરે બંધાવ્યાં હતાં. એણે એક નેહેર (કેનલ) જમુના નદીથી કરનાલ, હાંશી તથા હિસાર એ શેહેરો ઉપરથી ગાગર નદીમાં વાળી લીધી હતી; એને હાલ અંગ્રેજ સરકારે સુધારી ખેતીના કામમાં આવે એવી કરી છે; એ નેવુ વરસની ઉમરે સાડત્રીસ વરસ રાજ કરી મરણ પામ્યો.

નાસરૂદીન ૧૩૮૮ નવ માસ. એ ફીરોઝુદ્દીનનો ભાઇ હતો. એણે નવ માસ રાજ કર્યું એટલામાં સરદારોએ ગ્યાસુદ્દીનને ગાદી આપી, પણ એણે પાંચ માસ રાજ કર્યું એટલામાં એ પણ માર્યો ગયો.

અબુબિકર ૧૩૮૯--૧૩૯૦. એ ફીરોઝુદ્દીનનો છોકરો હતો. એ ગ્યાસુદ્દીન પછી ગાદીએ બેઠો. એણે એક વરશ રાજ કર્યું એટલામાં એના કાકા નાસરૂદીને એને ગાદી ઉપરથી ઉ-

ઠાડી પોતે પાછો ગાદી ઉપર બેઠો. ઈ. સ. ૧૩૯૦.

**નાસરૂદીન** **૧૩૯૦--૧૩૯૪.** એ બીજીવાર ગાદીએ બેઠો તે પેહેલાં ગુજરાતમાં અને જમુનાની પેલી તરફ એક બે બંડો થયાં તે સમી ગયાં પછી એ ચાર વરસ રાજ કરી મરણ પામ્યો.

**મહમદ (બીજો.) ૧૩૯૪-૧૪૧૨.** નાસરૂદ્દીન પછી તેનો ભાઈ મહમદ રાજ કરવા લાગ્યો. એ રાજા નાનો હતો તેથી એનો સરદાર મુજફરખાં ગુજરાતમાં સ્વતંત્ર રાજ કરવા લાગ્યો, અને બીજે ઠેકાણે બંડો ઊઠયાં. તૈમુર અથવા તૈમુરલંગ નામના એક મોગલ સરદારે ઈ. સ. ૧૩૯૮ માં દિલ્હી શેહેર જીતીને તે શેહેર બાળી ઉજડ કર્યું; અને પંદર વરશ કરતાં વધારે ઊમ્મરના માણસોને મારી નાંખ્યા. તે પોતાને દિલ્હીનો બાદશાહ કેહેવડાવી, ઘણું દ્રવ્ય લઈ, તાતાર દેશ પાછો ગયો. આ પછી મહમદે પાછા આવી ઈ. સ. ૧૪૧૨ સુધી રાજ કર્યું. એની પછી દોલતખાંન નામના માણસે થોડાક દીવશ રાજ કર્યું, એટલામાં એને પંજાબના સુબેદાર ખીજરખાંને ગાદી ઉપરથી ઉઠાડી મુકયો. એની સાથે તગલખ વંશની સમાપ્તી થઈ.



## સૈયદ વંશ ૧૪૧૪--૧૪૫૦.

| રાજાનાં નામ | સાલ | રાજાનાં નામ | સાલ |
|---|---|---|---|
| ૧. ખીજરખાંન | ૧૪૧૪-૧૪૨૧ | ૩. સૈયદ મહમદ | ૧૪૩૪-૧૪૪૫ |
| ૨. મુબારક | ૧૪૨૧-૧૪૩૪ | ૪. અલ્લાઉદ્દીન | ૧૪૪૫-૧૪૫૦ |

ખીજરખાંન તૈમુર ધણી અને પોતે તેનો ચાકર એવી રીતે સાત વરશ રાજ કરી મરણ પામ્યો. એની પછી મુબારક મહમદ અને અલ્લાઊદ્દીન થઈ ગયા. તેઓના વખતમાં કંઇ જાણ-

વા જોગ બીના બનેલી નથી. ઇ. સ. ૧૪૫૦ માં બહિલોલખાન લોદી ગાદી ઉપર બેઠો.

## લોદી વંશ ૧૪૫૦-૧૫૨૬.

| રાજાનાં નામ | સાલ | રાજાનાં નામ | સાલ |
|---|---|---|---|
| ૧. બહિલોલ ખાન | ૧૪૫૦--૧૪૮૮ | ૨. સિકંદર<br>૩. ઈબ્રાહીમ | ૧૪૮૮-૧૫૧૭<br>૧૫૧૭-૧૫૨૬ |

**બહિલોલખાન. ૧૪૫૦-૧૪૮૮.** એ બાદશાહે જવાનપુરના રાજા જોડે ૨૬ વરશ લડાઇ કરી તે શેહેર સર કર્યું હતું. એના વખતમાં રાજની સરહદ પૂર્વમાં કાશી, દક્ષિણમાં બુંદેલખંડ અને ઉત્તરમાં હિમાલય સુધી હતી. એ ૩૮ વરશ રાજ કરી મરણ પામ્યો.

**સિકંદર ૧૪૮૮-૧૫૧૭.** બહિલોલખાન પછી તેનો પુત્ર સિકંદર ગાદી ઉપર બેઠો. એણે પોતાના રાજની સરહદ કેટલીક વધારી હતી. એ ઘણો ધર્માભિમાની હતો. એ ૨૯ વરશ રાજ કરી ઇ. સ. ૧૫૧૭ માં મરણ પામ્યો.

**ઈબ્રાહીમ ૧૫૧૭-૧૫૨૬.** સિકંદર પછી તેનો છોકરો ઈબ્રાહીમ ગાદી ઉપર બેઠો. એ ઘણાં ક્રૂર કર્મો કરવા લાગ્યો, તેથી લોકોની પ્રિતિ એના ઉપરથી જતી રહી. એના વખતમાં તૈમુરથી છઠો પુરૂષ બાબર કાબુલમાં રાજ કરતો હતો, તેણે હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરી; અને તેની અને એની વચ્ચે પાનીપત આગળ લડાઇ થઇ, તેમાં ઈબ્રાહીમ માર્યો ગયો. ઇ. સ. ૧૫૨૬. પછી બાબરે દીલ્હી અને આગ્રા સર કરી પોતે ગાદી ઉપર બેઠો.

## મોગલ વંશ ૧૫૨૬–૧૮૫૭.

| રાજાનાં નામ | સાલ | રાજાનાં નામ | સાલ |
|---|---|---|---|
| ૧. બાબર | ૧૫૨૬–૧૫૩૦ | ૯ ફ્રીરોકશીર | ૧૭૧૩–૧૭૧૯ |
| ૨. હુમાયુ | ૧૫૩૦–૧૫૫૬ | ૧૦–૧૧ રફ્યુડ જાત અને રફ્યુદૌલા | ૧૭૧૯ |
| ૩. અકબર | ૧૫૫૬–૧૬૦૫ | ૧૨. મહમદશાહ | ૧૭૧૯–૧૭૪૮ |
| ૪. સલીમ (જાહાંગીર) | ૧૬૦૫–૧૬૨૭ | ૧૩. અહમદશા | ૧૭૪૮–૧૭૫૪ |
| ૫. શાહજહાં | ૧૬૨૭–૧૬૫૮ | ૧૪. આલમગીર | ૧૭૫૪–૧૭૫૯ |
| ૬. ઔરંગજેબ | ૧૬૫૮–૧૭૦૭ | ૧૫. અલીગોર | ૧૭૫૯–૧૮૦૬ |
| ૭. બાહાદુરશાહ | ૧૭૦૭–૧૭૧૨ | ૧૬. અકબર | ૧૮૦૬–૧૮૩૭ |
| ૮. જાહાંદારશાહ | ૧૭૧૨–૧૭૧૩ | ૧૭. મહમદ બાહાદુર | ૧૮૩૭–૧૮૫૭ |

આ વંશમાના પેહેલા છનેજ બાદશાહનો કિતાબ અનુકુળ છે. બાકીનાઓના વખતથી રાજ્યની પડતી દશા થવા માંડી હતી. આમાના છેલ્લા ત્રણ માત્ર પેનશન લઇને રેહેતા હતા. છેલ્લા બાદશાહ મહમદ બહાદુરે ૧૮૫૭ ના બખેડામાં ભાગ લીધો હતો તેથી તેને દેશનીકાલ કરવામાં આવ્યો હતો.

બાબર ૧૫૨૬–૧૫૩૦. લોદી વંશના છેલા રાજા ઈબ્રાહીમના વખતમાં તૈમુર વંશના છઠા રાજા બાબરે પંજાબના હાકેમની ઉશ્કેરણીથી હિંદુસ્તાનપર ચઢાઈ કરી; એની અને ઈબ્રાહીમની વચ્ચે ઈ. સ. ૧૫૨૬ માં પાનીપતના મેદાનમાં એક મોટું યુદ્ધ થયું, તેમાં ઈબ્રાહીમ માર્યો ગયો; અને દિલ્હીનું તખ્ત મોગલ વંશના હાથમાં આવ્યું. એ મ્હણો આણંદી અને મળતાવડો હતો. એણે પોતાના જન્મ કર્મનો વૃતાંત તુર્કિ ભાષામાં લખેલો છે. એણે મેવાડના રાજા સંગને ઈ. સ. ૧૫૨૭ માં સીક્રીની લડાઇમાં હરાવ્યો; અને ઈ. સ. ૧૫૨૮ માં માળવામાં

ચંદેરીના કિલ્લાને ઘેહેરો ઘાલ્યો હતો; આ વખતે રજપુતો બાહાદુરીથી તેની સાંમા થયા હતા. તે દિલ્હીમાં પાંચ વરસ રાજ કરી ઈ. સ. ૧૫૩૦ માં ૫૦ વરસની ઉમરે આગ્રામાં મરણ પામ્યો.

હુમાયુ ૧૫૩૦–૧૫૫૬. બાબરના મરણ પછી તેનો વડો છોકરો હુમાયુ ગાદી ઉપર બેઠો. એના વખતમાં ઘણા બખેડા થયા હતા. શિરશાહ નામના એક પઠાણે એને ઈ. સ. ૧૫૪૦ માં ગાદી ઉપરથી ઉઠાડી મુકી પોતે ગાદીએ બેઠો હતો. જ્યારે એ રાજ ભ્રષ્ટ થયો ત્યારે એ ઈરાનના રાજાની કુમકે નાસી ગયો હતો. તે રાજાની મદદ લઈને એણે પોતાના ભાઈ કામરાનને કાબુલ અને કંદહારમાંથી કાહાડી મુકયો હતો, અને આખરે શિરશાહના વંશ પાસેથી પોતાનું રાજ પાછું લીધું હતું. ઈ. સ. ૧૫૫૫. એને ફરીથી ગાદીએ બેઠાને એક વરશ થયું એટલામાં એ અકસ્માત પડવાથી મરણ પામ્યો.

શિરશાહ ૧૫૪૦–૧૫૪૫. એ એક પઠાણ હતો. એ ઈ. સ. ૧૫૪૦ માં હુમાયુને પદભ્રષ્ટ કરી ગાદી ઉપર બેઠો હતો. એણે લોકોપકારને અર્થે ઘણાં સારાં કામો કર્યાં; તથા મેહેસુલ એકઠી કરવાની રીતમાં સુધારો કર્યો. એ ઈ. સ. ૧૫૪૫ માં રજપુત સંસ્થાનને ઘેહેરો ઘાલવામાં માર્યો ગયો હતો. એના વંશ પાસેથી ઈ. સ. ૧૫૫૫ માં હુમાયુએ પાછી ગાદી છીનવી લીધી હતી.

# પ્રકરણ ૩ જું.

અકબર ૧૫૫૬–૧૬૦૫. હુમાયુ પછી તેનો છોકરો અકબર ગાદીએ બેઠો. એ ઈ. સ. ૧૫૪૨ માં જન્મ્યો હતો. એ નાહાની ઉમરનો હતો તેથી એનો રાજ કારોબાર એના મુખ્ય વજીર બેહેરામને સોંપવામાં આવ્યો હતો. જ્યારે એ પુખ્ત ઉમરનો થયો ત્યારે એણે રાજ કારોબાર પોતાના હાથમાં લી-

ધો અને તે ઘણો સારી રીતે ચલાવ્યો હતો. એણે ઇ. સ. ૧૫૯૨ માં સિંધ પાછું જીતી લીધું. ઈ. સ. ૧૫૯૩ માં ગુજરાતમાં શાંતી કરી હતી. ઇ. સ ૧૫૯૪માં કંદહાર પાછું મેળવ્યું તથા કાશમીર પેહેલ વેહેલું સર કર્યું. એણે હિંદુઓને પણ રાજમાં મોટી મો-ટી જગા આપી હતી અને કેટલાક ગેર વાજબી કરો કાહાડી નાં-ખ્યા હતા. સતી થવાનો ચાલ બંધ કર્યો હતો તથા સઘળા ધ-ર્મના લોકો ઉપર સરખીજ પ્રિતિ રાખતો હતો; તેથી માલમ પ-ડે છે કે એ સઘળા મુસલમાન રાજાઓમાં શ્રેષ્ટ હતો. એ ૪૯ વરશ રાજ કરી ઇ. સ. ૧૬૦૫ માં મરણ પામ્યો. એને ત્રણ છો-કરા હતા; સલીમ, મુરાદ અને દાનીઆલ. મુરાદ અને દાનીઆલ એની હયાતીમાંજ મરણ પામ્યા હતા. એ જ્યારે બાદશાહ હતો તે વખતે ઇંગ્લાંડમાં એલીઝાબેથ રાણી ગાદી ઉપર હતી. ઈસ્ટ ઇંડિયા કંપની એનાજ રાજ્યમાં સ્થાપન થઇ હતી. ઈ. સ. ૧૬૦૦.

**સલીમ (જહાંગીર) ૧૬૦૫-૧૬૨૭.** અકબર પછી તેનો છોકરો સલીમ જહાંગીર (દુનિયા જીતનાર) એ કીતાબ ધારણ કરી ગાદીએ બેઠો. એ ઈ. સ. ૧૫૬૯ માં જન્મ્યો હ-તો. એણે નુરજાં નામની સ્ત્રી ઉપર ઘણો મોહ હતો, પણ એના બાપ અકબરે તેની સાથે પરણાવ્યો નહોતો; તેથી જ્યારે એ ગા-દી ઉપર આવ્યો ત્યારે તેના ધણીને મારી નંખાવી પોતે તેની સાથે પરણ્યો. એના રાજમાં ઘણા બખેડા થયા હતા. ઇંગ્લાંડના પેહેલા જેઇમ્સ રાજાએ સર થોમસ રોને એના વખતમાં એક એલચી તરીકે મોકલ્યો હતો. એ ૨૨ વરશ રાજ કરી ઇ. સ. ૧૬૨૭માં મરણ પામ્યો.

**શાહજહાં ૧૬૨૭-૧૬૫૮.** જહાંગીર પછી તેનો છોકરો શાહજહાં ગાદીએ બેઠો. એણે ઇ. સ. ૧૬૩૨ માં બંગાળા-માંથી (પોર્ટુગીસ) ફીરંગી લોકોને હાંકી કાહાડયા હતા; અને ઈ. સ. ૧૬૩૭ માં ગોવલકોંડા સર કર્યું હતું. એના રાજમાં જાણવા

જોગ બીના એના છોકરાઓના બખેડા સિવાય બીજી કંઈ નથી. **એને દારા, મુજા, મોરાદ અને ઔરંગજેબ એ ચાર છોકરા હતા.** ઇ. સ. ૧૬૫૭ માં જ્યારે શાહજહાં માંદો પડયો ત્યારે તેણે પોતાના વડા પુત્ર દારાને રાજ કારોબાર સોંપ્યો હતો; પણ તેના બીજા છોકરાઓએ તેની સામા બખેડો કીધો, તેમાં ઔરંગજેબે લુચાઈથી સર્વેનો પરાજય કરી ઈ. સ. ૧૬૫૮ માં પોતે ગાદીએ બેઠો. શાહજહાં ૮ વરશ કેદમાં રહી ઈ. સ. ૧૬૬૬ માં મરણ પામ્યો.

**ઔરંગજેબ ૧૬૫૮-૧૭૦૭.** ઊપર પ્રમાણે પોતાના બાપ તથા ભાઈને કેદ કરી તે ગાદીએ બેઠો. એ ઈ. સ. ૧૬૧૮ માં જનમ્યો હતો. એના ભાઈઓ એની સામા થયા હતા, તેમાં ઈ. સ ૧૬૫૮ માં દારાને સમગઢ આગળ હરાવી કેદ કર્યો, અને ઈ. સ. ૧૬૫૯ માં પ્રયાગ આગળ મુજાને હરાવ્યો. એણે ઈ, સ. ૧૬૮૬ માં બીજાપોર તાબે કર્યું, અને ઇ. સ. ૧૬૮૭ માં ગોવલકોંડા સર કર્યું. એ મુસલમાની ધર્મ પાળતો હતો તેથી એણે રજપુતોને તે ધર્મ પાળવાની ફરજ પાડી. આથી તેઓ એની સામે થયા હતા. શિવાજી નામના મરેઠા સરદારે એની સાથે યુદ્ધ કર્યું હતું, પણ તે ફાવ્યો નહોતો. એના રાજ પછી મોગલ વંશની પડતી હાલત થવા લાગી. એ નેવ્યાશી વરશની ઉમરે, ઓગણપચાસ વરશ રાજ કરી ઈ. સ. ૧૭૦૭ માં ગુજરી ગયો. એ ઘણો શૂરો અને ધૈર્યવાન હતો. એને ત્રણ પુત્ર હતા. **મોઆજીમ, આજીમ અને કામબખ્સ.**

## શિવાજી.

મુંબાઇની આસપાસ કેટલાએક મરેઠા રેહેતા હતા, તેમાં શિવાજી નામનો એક વિર પુરૂષ હતો. એ ઇ. સ. ૧૬૨૭ માં સુનેરીના કિલ્લામાં જનમ્યો હતો. એણે લુટારા લોકોને એકઠા કરી અને પોતે તેનો સરદાર બની કેટલાએક મુલક જીતી લી-

ધા હતા. એણે ઔરંગઝેબ સાથે લડાઈ કરી હતી પણ તેમાં એ ફાવ્યો નહોતો. એણે ઇ. સ. ૧૬૬૪ માં સુરત શેહેર લુટી લીધું હતું. અને આખરે એણે વિજાપુરના રાજાને મારી નાંખી ઇ. સ. ૧૬૬૫ માં મરેઠા લોકોનું રાજ સ્થાપ્યું હતું. એ પંદર વરશ રાજ કરી ઈ. સ. ૧૬૮૦ માં મરણ પામ્યો.

### ઈરાનના રાજા નાદીરશાહની ચઢાઈ.

ઔરંગઝેબ પછી કેટલેક વરશે જ્યારે મહમદશાહ રાજ કરતો હતો ત્યારે ઇરાનના રાજા નાદીરશાહે દિલ્હી ઉપર ચઢાઈ કરી તે દેશને પાયેમાલ કર્યો હતો. ઈ. સ. ૧૭૩૮.

### મોગલ વંશની સમાપ્તી.

નાદીરશાહની ચઢાઇ પછી એ વંશનું સઘળું રાજ જુદા જુદા સરદારોના હાથમાં વેહેંચાઈ ગયું હતું. દક્ષિણ હિંદુસ્તાન નિઝામે કબજે કર્યું હતું. બંગાળા, અયોધ્યા વગેરે દેશો જુદા જુદા માણસો પચાવી પડયા હતા.

---

# પ્રકરણ ૪ થું.

## હિંદુસ્તાનમાં યુરોપિયન આવ્યા તે વિશે.

પોર્ટુગાલ, હોલાંડ, ઇંગ્લાંડ અને ફ્રાન્સ એ ચાર રાજ્યમાંના લોક પ્રથમ હિંદુસ્તાનમાં આવ્યા હતા. પોર્ટુગલના રહેનારને પોર્ટુગીસ અથવા ફિરંગી, હોલાંડના રેહેનારને ડચ અથવા વલંદા, ઇંગ્લાંડના રહેનારને અંગ્રેજ અને ફ્રાન્સના રેહેનારને ફ્રેન્ચ કહે છે. આ ચાર જાતના લોકોમાંથી પોર્ટુગીસ પેહેલા આવ્યા હતા.

**પોર્ટુગીસ લોકોની સફર.** બારથોલોમોડાયસ નામના પોર્ટુગીસ નાવિક સરદારે આફ્રિકાના દક્ષિણ છેડાની પ્રદક્ષિણા કરી,

અને ત્યાંની તોફાની હવાને લીધે તેનું નામ "કેપ ઓવ સ્ટોર્મ" (તોફાની ભૂશિર) આપ્યું, પણ પોર્ટુગલના રાજાએ આ શોધથી ખુશી થઇને તેનું નામ "કેપ ઓવ ગુડ હોપ" (સારી આશાની ભૂશિર) પાડ્યું.

ઇ. સ. ૧૪૯૭ માં વાસ્કોડીગામા પોર્ટુગલના રાજાની આજ્ઞાથી કેપ ઓવ ગુડહોપની પ્રદક્ષિણા કરી વેપારને અરથે કાલીકટમાં આવ્યો હતો, પણ તેને ત્યાંના રાજા ઝામોરિને મુસલમાનની શીખવણીથી કેદ કર્યો હતો, પણ પાછળથી છોડી મુક્યો હતો.

ઈ. સ. ૧૫૦૦ માં પોર્ટુગલના રાજાએ કાબ્રલને હિંદુસ્તાનમાં મોકલ્યો હતો, પણ એનું વહાણ ઘસડાઇ જવાથી એણે દક્ષિણ અમેરિકામાં પ્રથમ "બ્રેઝીલ" શોધી કાહાડ્યું. પછી એ પણ કાલીકટમાં આવ્યો હતો, પણ ઝામોરિનની સાથે લડાઇ થઈ તેથી કોચીનમાં માલ ઉતારી તે પોતાને વતન પાછો ગયો હતો.

ઈમાન્યુઅલ બાદશાહે વેપારને અરથે તથા કાલીકટના રાજા ઝામોરિનપર વેર લેવાના સબબથી ઈ. સ. ૧૫૦૧ માં વાસ્કોડીગામાને બીજીવાર મોકલ્યો હતો, પણ આ વખતે કાંઇ જાણવા જોગ બીના બની નથી. ઇ. સ. ૧૫૧૦ માં પોર્ટુગલના રાજાએ આલ્ફોન્સો આલ્બુકર્કને કેટલુંક લશ્કર આપી મોકલ્યો હતો. આ સરદારની મતલબ હિંદુસ્થાનમાં ફિરંગીઓનુ રાજ્ય સ્થાપવાની હતી. એણે ગોવા શેહેર જીતી લીધુ; બીજે કેટલેક ઠેકાણે વેપારની કોઠી ઘાલી; ઇરાની અખાતમાં ઓર્મઝ બેટ સર કર્યા અને મલાયાના દ્વિપકલ્પમાંનુ મલાક્કા શેહેર જીતી લઇ ફિરંગી લોકોની હકુમત તથા વેપાર સબળ કીધા હતા.

**વલંદાના લોકનુ હિંદુસ્તાનમાં આવવું**

સો વરસ સુધી ફિરંગી લોકે એકલાએ હિંદુસ્તાન વગેરે એશિઆખંડના દેશો સાથે વેપાર કીધા પછી તેમને વલંદા લોકે આવી તોડી પાડ્યા. તેઓએ હિંદુસ્તાનમાં નિગાપટમ, પુલિકટ, ચિન સૂ-

રા તથા મસાલા વગેરે શેહેરો લઇ તેઓની રાજધાની જાવામાં બટેવીઆ શેહેર છે તે લીધું.

ઈસ્ટ ઇંડિઆ કમ્પની ઇ. સ. ૧૬૦૦

વલંદા લોકની સાથે અંગ્રેજો આવવા માડ્યું. તેઓના વેપારીની એક ટોલી (કમ્પની) ઈ.- સ. ૧૬૦૦માં પેહેલી હિંદુસ્તાનમાં આવી અ-ને પોતાને ઇસ્ટ ઈંડિયા કંપની કેહેવડાવવા લાગી. આ વખતે હિંદુસ્તાનમાં અકબર અને ઇંગ્લાંડમાં એલીઝાબેથ ગાદીપર હતાં.

આમ્બોયના ની કતલ ઈ. સ. ૧૬૨૧

ઉપર કહેલા ત્રણ લોકો વચ્ચે કેટલાએક વર-શ લડાઈ ચાલી હતી. આ અરસામાં ઈ. સ. ૧૬૨૧ માં આમ્બોયનાના ટાપુમાં વલંદા લો-કે કેટલાક અંગ્રેજ લોકોને સુતાને સુતા મારી નાંખ્યા હતા.

યુનાઇટેડ ઈ-સ્ટ ઇંડિયા કંપની.

ઊપલી કંપનીનો લાભ જોઇને ઇંગ્લાંડના કેટ-લાક વેપારીએ બીજી કંપની હિંદુસ્તાનમાં વેપાર કરવા મોકલી. આ અને અસલ કંપની વચ્ચે ઈ. સ. ૧૭૦૮ સુધી લડાઈ ચાલી, ને ત્યાર પછી બેઉ કંપની મળી ગઇ અને તેનું નામ યુનાઇટેડ ઈસ્ટ ઇંડિયા કંપની પડ્યું.

---

## એ પેહેલાં અંગ્રેજ લોક પાસેનાં શેહેરો.

મદ્રાસમાં ઈ. સ. ૧૬૩૯ માં ચંદ્રનગરના રાજાએ અંગ્રે-જોને એક કિલ્લો બાંધવા દીધો. આ કિલ્લાનું નામ અંગ્રેજોએ ફોર્ટ સેન્ટ જીઓર્જ પાડ્યું. ઇ. સ. ૧૬૬૨ માં ફિરંગીના રાજાએ પોતાની છોકરી કેથેરાઇનને ઇંગ્લાંડના બીજા ચાર્લ્સ રાજા સાથે પરણાવી તે વખતે તેને કન્યાદાનમાં મુંબાઇ બેટ આપ્યો હતો, અને ઇંગ્લાંડના રાજાએ કેટલીક વાર્ષિક રકમ લેવાનો ઠરાવ ક-રી એ બેટ કંપનીને આપ્યો હતો.

ફોર્ટ સેન્ટ ડેવીડ.

(ટેગના પટણ) નામનું શેહેર વેચાતું લઇ અં-ગ્રેજોએ ત્યાં એક કિલ્લો બાંધ્યો અને તેનુ

નામ ફોર્ટ સેન્ટ ડેવીડ પાડયું; તથા કલકત્તામાં ઇ. સ. ૧૭૦૦ માં કેટલીક જમીન વેચાતી લઈ ત્યાં આગળ એક કિલ્લો બાંધ્યો, અને તેનું નામ ફોર્ટ સેન્ટ વિલ્યમ પાડયું હતું.

ફ્રેન્ચ લોકનું હિંદુસ્તાનમાં આવવું. ઇ. સ. ની સોળમી સદીના મધ્ય ભાગમાં ફ્રેન્ચ લોક વેપારને અરથે હિંદુસ્તાનમાં આવી, પોનડિચરી અને ચંદ્રનગર શેહેરો તાબે કીધાં.

---

# પ્રકરણ ૫ મું.

અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચેલડાઇ. જ્યારે અંગરેજ અને ફ્રેન્ચ વચ્ચે લડાઈ શરૂ થઇ ત્યારે અંગરેજ લોકોનો જથો થોડો હતો અને ફ્રેન્ચ લોકોનો જથો ઘણો હતો, અને ડુપ્લિ નામનો ઘણો બુદ્ધિવાન અને ખટપટીઓ માણસ તેમનો ગવર્નર હતો, તેથી તે લોકોનું જોર વિષેશ હતું. અંગરેજ અને ફ્રેન્ચ વચ્ચે બે રીતે લડાઈ ચાલી હતી; પેહેલાં તો તેઓ ખુલ્લી રીતે એક બીજા સાથે લડયા, અને પછી દેશી રાજાઓની કુમકે આવી દેશી રાજાઓના નામથી લડયા ફ્રેન્ચે પેહેલ વેહેલા લડાઇનું પ્રગરણ કરી પોતાના સરદાર લાબોર્ડનને ફોર્ટ સેન્ટ જ્યોર્જ એટલે (મદ્રાસ) ઉપર હુમલો કરવા મોકલ્યો હતો. તે કિલ્લો એ બહાદુર સરદારે જીતી લઈ, ઘણા અંગ્રેજને કેદ પકડી તેમને ડુપ્લિએ પોનડિચરીમાં મોકલ્યા; ત્યાર પછી ફ્રેન્ચે ફોર્ટ સેન્ટ ડેવીડ લેવાની મેહેનત કરી પણ ફાવ્યા નહીં. તાંજોરના રાજાની ગાદી તેનો ભાઇ પચાવી પડયો હતો, તે પાછી લેવામાં અંગરેજે મદદ કરી હતી; તેના બદલામાં તાંજોરના રાજાએ તેમને દેવીકોટ આપ્યું હતું, તેથી તેમનું જોર વધ્યું હતું. ઇ. સ. ૧૭૪૬-૧૭૪૭

અંગરેજ અને ફ્રેન્ચનો જુદા જુદા રાજા સાથે પક્ષ.

જે દેશી રાજાઓ સામસામા પક્ષ લઈ લડયા, તે દેશી રાજા હૈદ્રાબાદની, નિઝામી તથા આર્કોટની નવાબીપર દાવો કરનારા હતા. નાઝિરજંગ, નીઝામ તરતજ થયો હતો, અને તેનો દાવેદાર મિરજા ફાજંગ હતો, તથા અનવરૂદીન નવો નવાબ થયો હતો, અને તેનો દાવેદાર ચંદા સાહેબ હતો. મિરજાફાજંગ અને ચંદા સાહેબ એ બંને જણાઓએ એક સંપ થઈ ફ્રેન્ચની મદદ માગી, અને અંગરેજે નાઝિરજંગનો તથા અનવરૂદીનનો પક્ષ લીધો.

ફ્રેન્ચ તથા તેના પક્ષની ફતેહ.

ફ્રેન્ચલોકની મદદથી દાવેદારની ફતેહ થઈ. અનવરૂદ્દીન નવાબ માર્યો ગયો, તેના છોકરા મહમદઅલીને ટ્રીચિનોપોલીમાં ભરાઈ જવું પડયું, અને ચંદા સાહેબ નવાબ થઇ બેઠો. તેમજ મિરજાફાજંગને નિઝામી મળી, પણ તે લાંબી મુદત ન ભોગવતાં બળવામાં માર્યો ગયો, અને તેની જગાપર ફ્રેન્ચના નામાંકિત સરદાર બુસ્સીએ નાઝિરજંગના ભાઇ સલાબતજંગને બેસાડયો. એ રીતે ખરૂં જોતાં ફ્રેન્ચના હાથમાં હૈદ્રાબાદની નિઝામી અને આરકાટની નવાબી આવી. અંગ્રેજ લોક છેક દબાઇ ગયા, અને તેમની દોસ્તી કરનાર મહમદઅલી (અનવરૂદીનનો છોકરો) ત્રિચિનોપોલીમાં એવો સપડાઇ ગયો કે પોતે અંગ્રેજ જોડે દોસ્તી કીધેલી તેને માટે પસ્તાઈ ફ્રેન્ચ જોડે દોસ્તી કરવાના વિચારમાં હતો, ઇ. સ. ૧૭૫૦.

ક્લાઇવ અને અંગરેજની ચડતી

આ ગભરાટના વખતમાં અંગરેજ લોકમાંથી એક જણ એવો બહાદુર, પ્રાક્રમી અને શૂરવિર પુરૂષ નિકળી આવ્યો કે તેણે બધું ચક્ર મંડળ ફેરવી નાંખ્યું અને ફ્રેન્ચને તોડયા એટલુંજ નહીં, પણ હિંદુસ્તાનમાં અંગરેજ લોકોનો પાયો નાંખ્યો. એ માણસનું નામ લોર્ડ ક્લાઇવ હતું. તેણે ચંદાસાહેબની રાજધાની આરકાટ પે-

હેલ વેહેલુ લઈ લીધુ. ઈ. સ. ૧૭૫૧. ચંદા સાહેબે પોતાની રાજધાની ગઈ એવુ સાંભળ્યું, ત્યારે તે ત્રિચિનાપોલીને ઘેરો ઘાલીને પડ્યો હતો. આ ઠેકાણેથી પોતાના છોકરા રાજા સાહેબને કલાઈવ સાથે લડવા મોકલ્યો. રાજા સાહેબે કલાઈવને લલચાવવાને ઘણી કોશીસ કરી, પણ કલાઈવ જેવા શૂરવિરે તેને પદર કર્યો નહી.

આર્નીની લડાઈ. ૧૭૫૧.

આખરે રાજા સાહેબે કલાઈવ ઉપર ધસારો કર્યો. તેમાં તે બીલકુલ હાર્યો, અને તેને જતાં રેહેવુ પડ્યું. કલાઈવ તેની પાછળ ગયો અને આર્નીં શેહેર આગળ રાજા સાહેબને પાછો હરાવી. કાંજેવરામમાં એક દેવસ્થાન જે ફ્રેન્ચના કબજામાં હતું. તે લઈ ફોર્ટ સેન્ટ દેવીડ ગયો.

કાવેરીપાક. ૧૭૫૨.

ત્રણ મહીના પછી રાજા સાહેબ મદ્રાસ અથવા ફોર્ટસેન્ટ જોર્જ લેવા આવ્યો. પણ કલાઈવ લડવા આવે છે એમ સાંભળી તેણે ચાલવા માંડયું; પણ કલાઈવે તેને પકડી પાડી કાવેરીપાક આગળ પાછો હરાવ્યો.

મેજર લોરન્સ ૧૭૫૨.

ઈ. સ. ૧૭૫૨માં મેજર લોરન્સ ઇંગ્લાંડ ગયો હતો, તે પાછો આવ્યો; અને તેને અંગરેજના લશ્કરના સરદાર કલાઈવને ઠેકાણે નીમવામાં આવ્યો હતો; અને કલાઈવ તેના હાથ નિચે રહયો. મેજર લોરન્સની સરદારીના વખતમાં પણ ભારે હકીકતો બની હતી. ત્રિચિનાપોલીને છોડાવવા તે ગયો એટલે ફ્રેન્ચ લોક સિરંગહામમાં ગયા, પણ આખરે કલાઈવની ખબરદારીને લીધે તેમને શરણ થઈ જવું પડ્યું; અને ત્રિચિનાપોલી અંગરેજના હાથમાં આવ્યું.

કલાઈવની જીત અને તેનું વિલાયત જવું.

કલાઈવે કોવેલાન્ગ અને ચિંગલપટ શેહેરો લીધાં પછી તેની તબીઅત બગડવાથી તે ઇંગ્લાંડ ગયો, ત્યારે બધુ ચક્ર મંડળ ફરી ગયું હતું. તેણે ફ્રેન્ચ લોકને છેક નબળા પાડી નાંખ્યા હતા, અને અંગરેજ લોક જેવા નબળા પડી ગયા હતા તેવાજ સત્તાવાળા થઈ ગ-

યાં, અને ખરૂં જોતાં આખા કર્ણાટક દેશના હાકેમ થઈ બેઠા હતા.

---

# પ્રકરણ ૬ ઠું.

## કલકત્તામાં અંગ્રેજ લોકપર આફત અને તેનું વેર.

*કલાઇવનું પાછું આવવું.* કલાઇવ ઇ. સ. ૧૭૫૨ માં ઇંગ્લાંડ ગયો હતો, ત્યાંથી ઈ. સ. ૧૭૫૫ માં પાછો આવ્યો.

*ડુપ્લિનું મરવું* ફ્રેન્ચના ગવર્નર ડુપ્લિએ જે કામો કીધાં હતાં, તે ફ્રેન્ચ લોકને પસંદ નહીં પડવાથી, તેઓએ તેને પાછો બોલાવી લીધો, ત્યાં તે ઇ. સ. ૧૭૫૪ માં મરણ પામ્યો.

*કલાઇવના પાછા આવ્યા પછીના કામો.* કલાઇવે ઇંગ્લાંડથી પાછા આવતાવારને ઘેરીયાનો કિલ્લો કે જ્યાં મરેઠા લોક ચાંચીઆનો ધંધો કરતા હતા, તે સર કર્યો અને ચાંચીઆ લોકને છેક કમજોર કરી નાંખ્યાં. ઇ. સ. ૧૭૫૫.

*સુરાજા દૌલા અને બ્લેકહોલ.* બંગાળા, બહાર અને ઓરીસાના નવાબ અલીવર્દીખાનના મરણ પછી તેની જગાએ સુરાજાદૌલા ઇ. સ. ૧૭૫૬માં નવાબ થયો. તેણે અંગરેજોને પોતાની રૈયતના લોક જે કલકતેથી નાસી ગયા હતા તેઓને સ્વાધીન કરવાનું કહ્યું, તથા ફોર્ટસેન્ટ વિલ્યમ સમારવાની અંગરેજને ના કહી; પણ અંગરેજ લોકોએ આ બેમાંની એકુ વાત માન્ય કીધી નહીં. તેથી તેણે ગુસ્સે થઇ ફોર્ટ સેન્ટ વિલ્યમપર ચઢાઈ કરી તે લઈ લીધું, અને ૧૪૬ અંગરેજોને કેદ પકડી, તેઓને પેરેગીરોના હવાલામાં સોંપ્યાં; તેઓએ તેમને એક અંધારી કોટડી (બ્લેકહોલ)માં કેદ કર્યાં. આ કોટડી ૧૮ ફીટ લાંબી અને ૧૪ ફીટ પોહોળી એટલી નાની હોવાને લીધે તેમાના ઘણા માણસો ગુંગળાઈ જઇ મરણ પામ્યા, અને માત્ર ૨૩ માણસ જીવતાં રહયાં.

ઉપલી ખબર જ્યારે મદ્રાસમાં ગઈ ત્યારે તેઓએ કલાઈવને લશ્કર આપી મોકલ્યો. તેણે આવી સુરાજાદૌલાને હરાવ્યો, અને કલકત્તા પાછું સર કર્યું. આથી બ્હીને સુરાજાદૌલાએ સલાહ કરવાની મરજી બતાવી. ફ્રેન્ચ જોડે લડાઇ થવાની તૈયારી હતી, તેથી કલાઇવે સલાહ કરવાનું કબુલ કર્યું. આ સલાહથી બંગાળામાં અંગરેજોને તેઓના શેહેરો પાછા મળ્યાં, કલકત્તાનો કોટ મજબુત કરવાની છુટ મળી, અને તેઓના માલ ઉપર નવાબે જકાત લેવી નહીં એવો ઠરાવ થયો.

ચંદ્રનગરની જીત. ૧૭૫૭. કલાઇવે સુરાજાદૌલાની મદદથી ફ્રાન્સના તાબાના ચંદ્રનગર ઉપર હુમલો કરી તે લઈ લીધું; આથી અંગરેજ લોકનું જોર બંગાળામાં વધ્યું.

સુરાજાદૌલાની બ્હીક અને મિરજાફરને નવાબ કરવાની કોશીસ. સુરાજાદૌલા અંગરેજ લોકોનું જોર વધ્યું જોઈ બ્હીવા લાગ્યો, અને તેથી સલાહ તોડવાનો પ્રસંગ જોયા કરતો હતો. આણી તરફ તેના નાદાનીના કામને માટે તેના મુખ્ય કારભારીઓએ તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકી, તેના મુખ્ય સરદાર મિરજાફરને તખ્ત આપવાની છાની યુક્તિઓ કરતાં હતાં. અંગરેજ લોક પણ આ મુખ્ય કારભારી લોક સાથે સામેલ થયા હતા. આમાં અમીચંદ નામનો એક શાહુકાર પણ સામેલ હતો. તેણે એ વાત છુપી રાખવા સારૂ અંગરેજ પાસે ૩૦ લાખ રૂપીઆ માંગ્યા હતા.

અમીચંદ. આ શાહુકારે ઉપલી વાત છુપી રાખવા રૂપીઆની જે મોટી રકમ માગી હતી, તેને માટે કલાઇવે તેને ખોટો દસ્તાવેજ કરી આપી છેતર્યો હતો; અને જ્યારે એ રૂપીઆ અમીચંદે માંગ્યા, ત્યારે કલાઇવે કહ્યું કે એ ખોટો દસ્તાવેજ છે; આથી તેણે એટલું દુઃખ લાગ્યું કે તે ગાંડો બની ગયો અને થોડા દીવસ પછી મુજરી ગયો. ઇ. સ. ૧૭૫૮.

પ્લાસિનું યુદ્ધ ૧૭૫૭. મિરજાફર જેને નવાબ બનાવવાનો વિચાર ચાલતો હતો, તેના ઉપર ક્લાઇવને શક ગયાથી પોતે લશ્કર લઈ સુરાજાદૌલા સાથે યુદ્ધ કરવા ગયો. એની અને સુરાજાદૌલા વચ્ચે પ્લાસી આગળ એક મોટું યુદ્ધ થયું, તેમાં સુરાજાદૌલાની હાર થઇ ને તેને નાસી જવું પડ્યું. ઇ. સ. ૧૭૫૭.

સુરાજાદૌલાનું મૃત્યું. પ્લાસીના યુદ્ધ પછી સુરાજાદૌલા નાસી જતો હતો તે વેળા તેના કોઈ એક દુશ્મને તેને પકડીને મિરજાફરને સ્વાધીન કીધો જેણે તેને ઈ. સ. ૧૭૫૭ માં મારી નાંખ્યો.

મિરજાફરની નવાબી અને તેથી અંગરેજને થયલો લાભ. પ્લાસીના યુદ્ધમાં સુરાજાદૌલા હાર્યો, પછી ક્લાઇવે મિરજાફરને નવાબી આપી. અને તેના બદલામાં મિરજાફરે અંગરેજને ઘણુંજ દ્રવ્ય આપ્યું, અને કલકત્તાની દક્ષિણે કાલ્પી સુધીની જમીનદારી તેઓને આપવી તથા તેઓના માલ ઉપર જકાત લેવી નહીં એવું કબુલ કર્યું.

# પ્રકરણ ૭ મું.

## બંગાળામાં મિર જાફરે દગો કીધો અને કર્ણાટક અંગ્રેજે લીધું તે વિશે.

શાહઆલમ વગેરેની પટના ઉપર ચઢાઈ. મિરજાફરને નવાબ થયાને એક વરસ પણ પુરૂં થયું નહી એટલામાં દિલ્હીના બાદશાહ બીજા આલમગીરના છોકરા અલ્લીગોર અથવા શાહઆલમે અયોધ્યાના નવાબ સુજાદૌલા વગેરેની મદદ લઈ બહાર ઉપર ચઢી આવીને પટનાને ઘેહેરો ઘાલ્યો, પણ ક્લાઇવ લડવા આવે છે, એમ સાંભલી તેઓ પાછા જતાં રહયાં.

**શાહઆલમ વગેરેની હારથી કલાઈવને થયલો લાભ.**

આ આફતમાંથી કલાઇવે મિરજાફરને છોડાવ્યો માટે પેહેલા તો તેનો ઉપકાર ગણી અંગરેજ લોક કલકત્તાની દક્ષિણના મુલકની જેટલી વસુલાત એ નવાબને ભરતા હતા તે બધી કલાઇવને વરશો વરશ આપવા એ કબુલ થયો.

**મિરજાફરની અંગરેજને કાહાડવાની મેહેનત અને તેનો પરિણામ.**

પણ જ્યાં સુધી અંગરેજ લોક બંગાળામાં છે ત્યાં સુધી સ્વતંત્રપણે હકુમત થવાની નહીં, એવું જ્યારે મિરજાફરને લાગ્યું ત્યારે તેણે અંગરેજોને કાહાડી મુકવાની મેહેનત કીધી; અને તેનો પરિણામ નિચે પ્રમાણે થયો. ઈ. સ. ૧૭૫૮. મિરજાફરે જોયું કે ફ્રેન્ચ લોક નબળા થઇ ગયા છે, અને દેશી રાજમાં કોઈ મહાન પુરૂષ રહયો નથી, તેથી તેણે ચિંસુરામાં રેહેનાર વલંદા લોકની મદદ માગી. એ લોકે મદદ આપવી કબુલ કીધી, અને બટેવીયામાંથી લશ્કર મંગાવ્યું; પણ તેમના વહાણના લશ્કરને હુગલી નદીમાં અંગરેજના વહાણના લશ્કરે હરાવ્યું. અને જમીનના લશ્કરને કર્નલ ફોર્ડ નામના અંગરેજના પ્રાક્રમી સરદારે કલાઇવના હુકમથી ચિન્સુરા આગળ હરાવ્યું. ઇ. સ. ૧૭૫૯. આ ઉપરથી વલંદા લોકે અંગરેજની માફી માગી અને સલાહ કીધી, જેથી અંગરેજને લડાઇનો તમામ ખરચ આપવા કબુલ થયા, અને મિરજાફરને અંગરેજે માફ કીધો.

**કલાઈવનું બીજીવાર ઇંગ્લાંડ જવું. ૧૭૬૦.**

એ રીતે બંગાળામાં પણ અંગરેજ લોકનું જોર તથા કાબુ વધારીને ઈ. સ. ૧૭૬૦ માં કલાઈવ પાછો ઇંગ્લાંડ ગયો.

**ટ્રિચિનોપોલીનો હુમલો.**

ઇ. સ. ૧૭૫૧ માં મદુરા, ટ્રિનામાલી અને નેલોરમાં મહમદઅલ્લીનો કાબુ બેસાડવા અંગરેજે પોતાનું લશ્કર મોકલ્યું. અંગરેજનું લશ્કર ગયેલું જોઇને ફ્રેન્ચે ટ્રિચિનાપોલી ઉપર હુમલો કીધો, પણ મદુરાથી કેપટન કે-

લીયોડે એકદમ આવી પોહોચી એવો બંદોબસ્ત કીધો કે ફ્રેન્ચ લોકને જતા રેહેવું પડયું.

કાઉન્ટ ડી લાલી. ઈ. સ. ૧૭૫૮ માં ફ્રાન્સથી લશ્કર લઇ કાઉન્ટ ડી લાલી આવ્યો. તેણે ફોર્ટ સેન્ટ દેવિડ ઉપર હુમલો કરી જીતી લઈ તેનો નાશ કર્યો. પછી તેણે પૈસાના લોભથી તાંજોરના મુલક ઉપર હુમલો કર્યો, પણ તેમાં તેનું કાંઇ આલ્યું નહીં; ત્યાર પછી લાલીએ મદ્રાસને ઘેરો ઘાલ્યો, અને ઈ. સ. ૧૭૫૯ માં કાનજેવરામ સર કર્યું.

કર્નલકુટ. કર્નલકુટ ઈ. સ. ૧૭૫૯માં ઈંગ્લાંડથી હિંદુસ્તાન આવ્યો, અને તેણે આવતા વારને વોનડીવોશ સર કર્યું.

કોનડોરનું યુદ્ધ. ૧૭૫૯. ફ્રેન્ચ લોકને સલાબતજંગે આપેલો મુલક પાછો લેવાને કલાઇવે કર્નલ ફોર્ડને મોકલ્યો. તેણે કૅાનડોર આગળ ફ્રેન્ચ લોકોનો પરાજય કર્યો;આથી અંગરેજ લોકને હેદ્રાબાદના નિઝામે મછલીપટણની આસપાસનો મોટો મુલક આપ્યો.

વોન્ડીવોશનું યુદ્ધ. ૧૭૬૦. ફ્રેન્ચે વોન્ડીવોશ પાછું લેવાનું યત્ન કર્યું પણ ત્યાં આગળ અંગરેજના સરદાર કર્નલ કુટ અને ફ્રેન્ચના સરદાર લાલી અને બુસ્સી વચ્ચે મોટું યુદ્ધ થયું, તેમાં બુસ્સી કેદ પકડાયો અને ફ્રેન્ચ લોક તદન હારી ગયા.

પોનડિચરીની જીત અને ફ્રેન્ચની પડતી. ઈ. સ. ૧૭૬૧માં અંગરેજે પોનડિચરી જીતી લીધું, અને ઘણા કિલ્લાકોટ ભાંગી નાંખ્યાં. આ પછી ફ્રેન્ચ લોક પાસે માત્ર જીંજી અને રાયગઢના કિલ્લા રહયાં હતાં. તે પણ એજ સાલમાં અંગરેજોએ લઇ લીધાં. આ રીતે ફ્રેન્ચ લોકોનો તમામ મુલક ગયો; અને અંગરેજ લોકે કર્ણાટક તમામ સર કર્યું. ઈ. સ. ૧૭૬૧.



# પ્રકરણ ૮મું.

## બંગાળામાં ઊથલપાથલ અને બંગાળા, બાહાર અને ઓરીસાની જીત.

**શાહ આલમ વગેરે તરફથી બંગાળા તથા બહાર ઉપર આફત અને અંગરેજની ફતેહ.**

ક્લાઇવ બીજી વાર ઇંગ્લાંડ ગયા પછી તરત-જ શાહઆલમ અને સુજાઉદ્દૌલાએ પાછી બહાર ઉપર ચઢાઈ કરી. તેઓએ રામનારાયણ નામના એક પ્રખ્યાત સરદારને પટના આગળ હરાવ્યો, અને તે શેહેર તાબે કીધું; પણ કેપટન ક્નીલીયોડ આવીને શાહઆલમ વગેરેને હરાવ્યા તેથી તેઓ મુરશીદાબાદ ગયા અને ત્યાંથી પાછા આવીને પટનાને ઘેરો ઘાલ્યો.

**પટનાની લડાઈ. ૧૭૬૧.**

શાહઆલમ વગેરેને કેપટન નોક્સે પટના આગળ હરાવ્યા.

**મિરજાફરને બદલે મિરકાશીમને નવાબી.**

આ લડાઈ પછી મિરજાફર અશક્ત અને બુદ્ધિહીન થઈ ગયો હતો, તેથી તેના સિપાઇઓએ ચઢેલો પગાર લેવા સારૂ ફિતુર કીધું. મિરજાફરના જમાઈ મિરકાસીમે પોતાની પાસથી આ સિપાઇઓનો પગાર ચુકવી આપી આ ફિતુર સમાવ્યું; તોપણ અંગરેજના નવા આવેલા વાન્સિટાર્ટ નામના ગવર્નરે આવી અવ્યવસ્થા જોઇ તેથી મિરજાફરને નવાબી છોડી દેવાની જરૂર પાડી, ને તેની જગો ઉપર મિરકાસીમને નવાબ બનાવ્યો.

**મિરકાસીમની નવાબીથી અંગરેજને લાભ.**

મિરકાસીમને નવાબ બનાવ્યો, તેના બદલામાં તેણે અંગરેજને બર્દવાન, ચિતાગન્ગ અને મીડનાપોરની વસુલાત આપી. શાહઆલમે મિરકાસીમને નવાબ કબુલ રાખ્યો નહીં, તેથી મેજર કારનાક લશ્કર લઇ બાદશાહ સાથે લડવા ગયો. શાહઆલમ હાર્યો અને

તેણે નવાબ માનવો કબુલ કર્યું. ઇ. સ. ૧૭૬૧. મિરકાસીમને નવાબ બનાવ્યો પણ તેને અને અંગરેજને લાંબી મુદત બનાવ રહ્યો નહીં. મિરકાસીમ કંઈ છાનો બેસી રહે એવો નહોતો. તેણે નવાબી મળી કે તરતજ અંગરેજની મરજીથી વિરૂધ્ધ ચાલવા માંડયું. મિરકાસીમે રામનારાયણને લૂટી લેવાની પરવાનગી માગી તે તેઓએ તેને આપી. આ ઉપરથી અંગરેજના પ્રમાણિકપણા ઉપરથી લોકોનો ભરોસો ઉઠી ગયો. આનો લાભ લઇ મિરકાસીમ ખુલ્લો અંગરેજ લોકની સામો થયો. અંગરેજ અને દેશી વેપારીના માલ વચ્ચે જે તફાવત આજ લગી રહ્યો હતો, તે એણે દૂર કર્યો. આ ઉપરથી અંગરેજ અને એની વચ્ચે લડાઇ થઈ. અંગરેજે પટના લઇ લીધું, અને મિરકાસીમની નવાબીછીનવીલઈ મિરજાફરને બીજીવાર નવાબી આપી ઈ.સ. ૧૭૬૩.

ઘેરીયાનું યુદ્ધ. ૧૭૬૩. મિરકાસીમ મુગો બેસી રહે એવો નહોતો. તે અંગરેજ સાથે લડવા ગયો, અને ઘેરીયા આગળ તે બન્ને વચ્ચે યુધ્ધ થયું. તેમાં મિરકાસીમ હાર્યો અને તે મોંગીરમાં ભરાઇ બેઠો, તે પણ અંગરેજે લઈ લીધું, ત્યારે તે પટના નાસી ગયો, અને ત્યાં એલીસ અને હે વગેરે ઘણા અંગરેજોને તેણે મારી નંખાવ્યા, તે ઉપરથી અંગરેજે પટના પણ લઈ લીધું; આ ઉપરથી અયોધ્યામાં જ્યાં સુજાદૌલા અને શાહઆલમ હતા ત્યાં જતો રહ્યો.

પટનાનું યુદ્ધ ૧૭૬૪. શાહઆલમ, સુજાદૌલા અને મિરકાસીમ ત્રણે લશ્કર લઇ અંગરેજ સાથે લડવા આવ્યા. પટના આગળ યુદ્ધ થયું, અને અંગરેજના સરદાર મેજર કારનાકે તેમને હરાવ્યા.

બકસરનું યુદ્ધ. ૧૭૬૪. મેજર મન્રો નામના નામાંકીત અંગરેજના સરદારે બકસર આગળ યુધ્ધ કરી મિરકાસીમ, શાહઆલમ અને સુજાદૌલા, એ ત્રણેને પાછા હરાવ્યા.

કોરાનું યુદ્ધ. ઈ સ ૧૭૬૫ માં અંગરેજે સુજાદૌલાના મુલક ઉપર હુમલો કરી, પ્રયાગ અને લખનોર શેહેર લઇ લીધાં, અને કોરા ગામ આગળ યુદ્ધ કરી સુજાદૌલાને હરાવ્યો, તેથી તે પણ અંગરેજને શરણ થયો.

બંગાળામાં ઉથલ પાથલ થયાની વાત ઇંગ્લાંડમાં જાણ્વામાં આવી તેથી કલાઇવને પાછો હિંદુસ્તાન મોકલ્યો. તે ઇ. સ. ૧૭૬૫ માં હિંદુસ્તાનમાં આવ્યો તે વખતે અંગરેજની ફતેહ થઇ રહી હતી, અને મિરજાફર મરી ગયો હતો. તેથી તે તરત પ્રયાગ ગયો, અને શાહઆલમ પાસેથી બહાર અને ઓરીસાની વસુલાત અને બરોબર જોતાં નવાબી પણ કંપનીને અપાવ્યાં; અને હિંદુસ્તાનમાં તેમણે જીતેલો બીજો તમામ મુલક કંપનીના તાબામાં રહે એવી પરવાનગી લીધી.

કલાઇવનું મરણ. એ રીતે અંગરેજનો પાયો હિંદુસ્તાનમાં મજબુત કરીને તથા અંગરેજ વેપારીનો તથા લશ્કરનો કેટલોક બંદોબસ્ત કર્યા પછી ઇ. સ. ૧૭૬૭માં પાછો કલાઇવ ઇંગ્લાંડ ગયો. ત્યાં તેના ઉપર હિંદુસ્તાનમાં જુલમ કીધાના તથા રૂશવત લીધાના તોહોમત મુકવામાં આવ્યાં; પણ તે તોહોમત સાબેત થયાં નહીં. અને તે કંપની ની કૃતઘ્નતાથી ખેદ પામી આત્મઘાત કરીને મરણ પામ્યો. ઈ. સ. ૧૭૭૪.

---

# પ્રકરણ ૯ મું.

## હૈદરઅલ્લી સાથે પેહેલી લડાઈ.

હૈદરઅલ્લી. દક્ષિણમાં વિજય નગરનું રાજ તુટ્યા પછી મ્હેસૂરમાં કૃષ્ણરાય કરીને રાજા થયો. એનો પ્રધાન નંદરાજ હતો, તેના તાબામાં હૈદર કેટલાક સીપાઈ લોકનો સરદાર હતો. તે અસલ લૂટારાનો ધંધો કરતો હતો, પણ પ્રાક્રમ અને દગા-

થી મ્હેસૂરના રાજાનો વજીર થયો; અને આખરે તેને મારી નાખી ગાદી ઉપર બેઠો; અને આજુ બાજુના મુલક જીતી લઇ મ્હેસૂરના રાજ્યને જબરદસ્ત બનાવી દીધું.

આ વખતે કર્ણાટકનો નવાબ અંગરેજનો બનાવેલો મહમદઅલી હતો, તે અંગરેજની મરજી પ્રમાણે ચાલતો હતો; પણ એના શીવાય હૈદરનું જોર અટકાવવા અંગરેજે મરેઠા અને હૈદ્રાબાદના નીઝામઅલી સાથે સંપ કીધો. તેઓએ અંગરેજની શાહેતાથી ખુરસીના બેસાડેલા સલાબતજંગને ઉઠાડી ગાદી લીધી હતી. પણ હૈદરની તરફથી તેઓને લાંચ મળવાથી તેની તરફેણમા થઇ ગયા હતા, અને મહમદઅલીજ ફકત અંગરેજના પક્ષમાં રહયો.

ચંગામ અને ત્રિનોમાલીનુ યુ- દ્ધ. ૧૭૬૭.

મરેઠા અને નિઝામ ફરી જવાથી. અંગરેજ લોકો હૈદરના મુલક તરફ લડવા ગયા હતા, તેઓને પાછા ફરવું પડયું; પણ હૈદરે તેમને ઘણા હેરાન કીધા. ચંગામ આગળ હૈદરને અંગરેજના પ્રાક્રમી સરદાર સ્મીથે હરાવ્યો, પણ અંગરેજને ત્રિનોમાલી આગળ પકડી પાડી ભારે યુદ્ધ કીધું તેમાં પણ તે હાર્યો.

હૈદરને કર્નલ સ્મીથે બે વાર હરાવ્યો, પણ તેની પાસે માણસ ઘણા હતા, અને ખોરાક થોડો હતો તેથી તેનું કાંઇ જોર ચાલ્યું નહી. એ ઉપરથી હૈદરે કેટલાક કિલ્લા લીધા, અને આમ્બુર નામના અંગરેજના ડુંગરી કિલ્લાને ઘેરો ઘાલ્યો. પણ કર્નલ સ્મીથે પાછો આવીને તેને હરાવ્યો.

આમ્બુર આગળ હાર્યા પછી હૈદર પશ્ચિમ તરફ ગયો, આ વખતે અંગરેજે મ્હેસૂર ઉપર અને મ્હેસૂરની દક્ષિણ તરફના મુલક ઉપર હુમલો કીધો. દક્ષિણ તરફના મુલકમાં કર્નલ વુડે ફતેહ મેળવી, પણ બેઉ તરફ અંગરેજથી પોહોંચી વળાયું નહી, તેથી હૈદરે અંગરેજને પાછા હઠાવી વુડે લીધેલા કિલ્લા પાછા લીધા.

અંગરેજ અને હૈદર વચ્ચે સલાહ. ૧૭૬૯.

આ બીના બન્યા પછી મદ્રાસ સરકારને સલાહ કરવાનો વિચાર થયો, પણ હૈદરે કેટલીક શરતો કહી તે નાપસંદ પડયાથી કર્નલ સ્મીથને તેના સામા લડવાને મોકલ્યો, પણ પછી હૈદરે લડવાની ના કહી, અને સલાહનું ઠરાવ્યું તે એવી શરતે કે એક બીજાનો જીતી લીધેલો મુલક પાછો આપવો અને એક બીજાને સંકટની વખતે મદદ કરવી.

---

# પ્રકરણ ૧૦ મું.

## વોર્ન હેસ્ટિંગ્સ ગવર્નર થયો ત્યારથી તે સાલબાઈના તહનામા સુધી.

વોર્નહેસ્ટિંગ્સ ૧૭૭૩-૧૭૮૫.

ક્લાઇવે બંગાળામાં અંગરેજ વેપારી વિષે બંદોબસ્ત કીધો હતો, તે ઘણા દીવસ ચાલ્યો નહીં; અને બંગાળા, બહાર અને ઓરીસાની વસુલાત દેશી અમલદારોને હાથ ગયાથી, કંપનીને ધારા મુજબ નફો મળ્યો નહીં; વોર્ન હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નર થઈ આવ્યો ઇ. સ. ૧૭૭૩, તેણે વસુલાત લેવાનું કામ પણ પોતાની હકુમત તળે લઇ અંગરેજોને સોંપ્યું; અને એ રીતે અંગરેજો બંગાળા વગેરે ત્રણ પ્રાંતના હાકેમ થયા.

રેગ્યુલેટીંગ આક્ટ. ૧૭૭૩.

ધી રેગ્યુલેટીંગ આક્ટ, (રાજ્ય . કારભાર ચલાવવાના ધારાનો કાયદો) એ નામે એક ધારો પસાર થયો, જેથી ઠરાવ થયો કેઃ—૧ હિંદુસ્તાનનું રાજ્ય, કૌનસિલના ચાર મેમ્બરોની મદદથી, બંગાળાનો ગવર્નર જનરલ ચલાવે; અને મુંબાઇ તથા મદ્રાસમાં કૌનસિલ સાથે એક ગવર્નર રહે. ૨ કલકત્તામાં એક નવી અદાલત સ્થાપવી. ૩ કોઇ પણ સરકારી નોકરે દેશી લોક પાસેથી કંઈ પણ જાતનું નજરાણું લેવું નહીં.

ગવર્નર જનરલનો ઓધ્ધો પ્રથમ વોર્ન હેસ્ટિંગ્સને મળ્યો, તેને મદદ કરવા સારૂ બારવેલ, ફ્રાન્સીસ, કલેવરીંગ, અને મોન્સન નામના ચાર સભાસદો હતા, પણ આમાંના છેલા ત્રણ જણાએ હેસ્ટિંગ્સની સાથે રહયા ત્યાં સુધી અણબનાવ રાખ્યો. રોહીલાખંડ રોહીલા નામના અફગાને જીતી લીધો હતો, તેને ત્યાંથી કાહાડી મુકવાને અયોધ્યાના નવાબ સુજાદૌલાને હેસ્ટિંગ્સે કંપનીને માટે નાણા લઈ મદદ આપી. તથા સુજાદૌલા ૫૦ લાખ રૂપીઆ આપે, અને કાશીના રાજા ચતીસીંગનું રક્ષણ કરે એવી શરતથી હેસ્ટિંગસે દિલ્હિના બાદશાહ પાસેથી કોરા અને પ્રયાગના પ્રાંતો લઈ તેને સ્વાધીન કીધા. હેસ્ટિંગ્સના એ બે કામોની સામે ફ્રેન્ચ વગેરે થયા. અને સુજાદૌલા સાથે હેસ્ટિંગ્સે કીધેલો કોલકરાર રદ કીધો. ઇ. સ. ૧૭૭૫ માં તેનો છોકરો ગાદીએ બેઠો; તેની સાથે નવો કોલકરાર કરી તેની પાસે કાશીનો મુલક લઈ તેને કોરા અને પ્રયાગ આપ્યા, પણ એ ત્રણ કૌનસીલરો એ કરતાં પણ વધારે હદ બહાર ચાલ્યા.

**નંદકુમાર** આ નામના એક તવંગર અને ખટપટીઆ બ્રાહ્મણે મિરજાફરની રાણીઆણી વગેરે પાસેથી રૂશવત લીધાનું તોહોમત હેસ્ટિંગ્સ ઉપર મુક્યું તે તેમણે (કૌનસિલરો) સાંભળ્યું અને ગેરમુનાસબ રીતે હેસ્ટિંગ્સ ઉપર કામ ચલાવ્યું. પણ એટલામાં નંદકુમાર ઉપરજ ખોટા દસ્તાવેજ બનાવ્યાનું તોહોમત આવી સાબીત થવાથી તેને ફાંસીની સજા થઈ. આ પછી હેસ્ટિંગ્સ ઉપરનું કામ બંધ પડ્યું, અને પછી તરતજ કલેવરીંગ અને મોનસન મરી ગયા, અને તેમની જગાએ બીજા આવવાથી પાછું હેસ્ટિંગ્સની મરજી મુજબ કામ થવા લાગ્યું.

**મરાઠા સાથે લડાઈના કારણો.** સાલસેટી (શાષ્ટી) બેટ બાજીરાવ પેશ્વાએ ફીરંગી પાસેથી લઇ લીધો હતો, તે અંગરેજ સરકારને લેવાની મરજી થઈ તેથી તે બેટ તેમને આપે એવી શ

રતથી તેઓએ પોતાના દાવેદાર રાગોબાને તેના સામાવાળા સાથે લડવામાં મદદ કરવા લશ્કર મોકલ્યું. આ લશ્કરના સરદાર અપટનને હેસ્ટિંગ્સે એમ કહ્યું હતું કે રાગોબાને મદદ ન કરતાં તેના સામાવાળા સાથે સલાહ કરવી.

પુરંધરની સલાહ. ૧૭૭૬. ઉપર પ્રમાણે અંગરેજ અને મરેઠા વચ્ચે પુરંધર આગળ સલાહ થઈ, તેમા મરાઠાઓએ અંગરેજને સાષ્ટી વગરે આપવા કબુલ કીધું. આ સલાહ પ્રમાણે મરાઠાઓ ચાલ્યા નહીં, અને અંગરેજ સાથે લડવાની ખાંનગી રીતે તૈયારી કીધી; આ ઉપરથી અંગરેજ અને મરાઠા વચ્ચે લડાઇ થઈ.

હેસ્ટિંગ્સે બંગાળેથી મુંબાઈ તરફ લશ્કર મોકલ્યું, અને મુંબાઇના ગવર્નરને હુકમ આપ્યો કે, તમારે પણ લશ્કર મોકલવું. મુંબાઈના લશ્કરના સરદાર કર્નલ કોકબર્ને રાગોબા સાથે દોસ્તી કરી, અને તેને સાથે લઇ પુના તરફ ગયો, પણ દુશ્મનોને દેખી બીધો ને પાછો ફર્યો; પણ રસ્તામાં મરાઠાએ એને બહુ હેરાન કીધો, અને આખરે એણે સલાહ કીધી, એવી શરતે કે, હમારે શાષ્ટી વગેરે જગો ઉપરથી હાથ ઉઠાવવો. ઈ. સ. ૧૭૭૮. એ દરમ્યાનમાં બંગાળાના સરદારને રસ્તામાં ઢીલ થઇ, તેથી હેસ્ટિંગ્સે તેને માકુફ કરી કર્નલ ગોડાર્ડને મોકલ્યો. તે ઈ. સ. ૧૭૭૯માં સુરત આવ્યો, અને ઈ. સ. ૧૭૮૦માં મરાઠાને હરાવ્યા; અને અમદાવાદ સ્વાધિન કર્યું. દક્ષિણમાં કર્નલ ગોડાર્ડ લડાઈ ચલાવતો હતો તે દરમ્યાનમાં ગોહડના રાણાને મરાઠાની સામા મદદ આપવા હેસ્ટિંગ્સે સરદાર પોફામને મોકલ્યો તેણે લાહાર શેહેર અને ગ્વાલિઅરનો કિલ્લો લીધાં.

સાલબાઇનું તહનામુ ૧૭૮૨. અંગરેજ અને મરાઠા વચ્ચે સાલબાઇ આગળ સલાહના કોલકરાર થયા, તેમાં ઠરાવ થયો કે પુરંધરની સલાહ પ્રમાણે ચાલવું અને ત્યારપછી અંગ-

રેજે જે જગા જીતી હતી તે મરાઠાને પાછી આપવી આ સલાહ કરવાનું કારણ એ હતું કે, હૈદરઅલ્લી સાથે પાછી લડાઈ જાગી હતી.



# પ્રકરણ ૧૧ મું.

## હૈદરઅલ્લી સાથેની બીજી લડાઈ.

હૈદરઅલ્લી ઘણાં વરશ થયાં લશ્કર વગેરે લડાઇની તૈયારી કર્યા જતો હતો. તેણે ઇ. સ. ૧૭૮૦માં કર્ણાટકના મુલક ઉપર ચડાઈ કરી, અને પોર્ટોનોવો શેહેર લુટી લીધું, તથા કંજેવરામ જીતી લીધું. એ વાત સાંભળી ત્યારે મદ્રાસના સરદારે ઊંઘમાંથી જાગી હેક્ટર મનરોને લશ્કર આપી કંજેવરામ મોકલ્યો, તથા કર્નલ બેલીને ઉત્તર સરકારમાંથી બોલાવ્યો.

પોલીલોરનું પેહેલુ યુદ્ધ. ૧૭૮૧. હેક્ટર મનરો કંજેવરામ પોહોંચ્યો અને તેને મળી જવાને બેલી ઉત્તર સરકારમાંથી નિકળ્યો, પણ હૈદરે તેને રોક્યો અને પોલીલોર આગળ યુદ્ધ કીધું ત્યાં હેક્ટર મનરોએ તેની મદદે લશ્કર મોકલ્યા છતાં કર્નલ બેલી હાર્યો, અને તેને તથા લશ્કરને શરણ થઇ જવું પડ્યું. એ સાંભળી હેક્ટર મનરો મદ્રાસ તરફ પાછો ગયો, અને હૈદરે આર્કોટ વગેરે કેટલીક જગા લીધી. અને વેલોર શેહેરને ઘેરો ઘાલ્યો. ઉપલી હકીકતો હેસ્ટિંગ્સે જાણી ત્યારે ચાલાકીથી એક યુક્તિ કરી. તેણે મદ્રાસના સુસ્ત ગવર્નરને મોકુફ કરી મરેઠા સાથે સંપ કરવાની તદબીર કરી. ખજાનો એકઠો કરીને સર આયરકુટને લશ્કર સાથે મોકલ્યો. સર આયરકુટે ઇ. સ. ૧૭૮૧માં ચિંગલીપટ અને વોન્ડીવોશના કિલ્લામાંના માણસોને મદદ આપી; અને ત્યાંથી પોનડિચરી જઇને ફ્રેન્ચના હાથમાં જતું અટકાવ્યું.

પોર્ટોનોવો, પોલીલોરનું બીજું યુદ્ધ તથા શોલીંગરનું યુદ્ધ. ઈ. સ. ૧૭૮૧ માં હૈદર સાથે સર આયરકુટે ત્રણ યુદ્ધ કીધાં. પોર્ટોનોવો તથા શોલીંગર આગળ સર આયરકુટે હૈદરને હરાવ્યો. ત્રીજી લડાઈ પોલીલોર આગળ થઈ તેમાં બંને જણા સરખા ઉતર્યા. ત્યાર પછી સર આયરકુટે વેલોરનો ઘેરો ઉઠાવ્યો, અને પછી વરસાદના દહાડા આવ્યાથી તે પાછો મદ્રાસ ગયો.

વલંદા સાથે લડાઈ. ઈ. સ. ૧૭૮૧ માં વલંદા સાથે પણ લડાઈ જાગી, અને અંગરેજે સદ્રસ અને ચ્યુલીકટ કીલ્લેરો જીતી લીધાં, અને સર હેક્ટર મનરોએ નેગાપટણ પણ લઈ લીધું.

સર આયરકુટનું મૃત્યુ. હૈદરે વોન્ડીવોશને ઘેરો ઘાલ્યો તે આયરકુટે આવીને ઉઠાવ્યો, પણ પછી તે માંદો પડ્યો તેથી ઇંગ્લાંડ ગયો અને ત્યાં તે ૧૭૮૨ માં મરણ પામ્યો.

કોલેરૂનનું યુદ્ધ ઈ. ૧૭૮૨. સર આયરકુટના મરણ પછી કર્નલ બ્રાથવેટ એક લશ્કર લઈ તાંજોરના મુલક ઉપર ચઢાઈ કરવા ગયો, પણ તેને ટીપુએ ફ્રેન્ચની મદદથી કોલેરૂન આગળ હરાવ્યો. અંગરેજના સરદાર જનરલ સ્ટુઅર્ટે ફ્રેન્ચના હાથમાં કડલોર હતું તેને ઘેરો ઘાલ્યો, પણ એટલામાં ફ્રેન્ચ જોડે ઇંગ્લાંડમાં સલાહ થઈ, તેથી એને એ ઘેરો ઉઠાવીને જવું પડ્યું.

પનીઆનીનું યુદ્ધ. ઈ. સ. ૧૭૮૨માં અંગરેજના સરદાર કર્નલ હુમબર્સ્ટને ટીપુ સાહેબને પનીઆની આગળ હરાવ્યો.

હૈદરનું મૃત્યુ. ટીપુ પનીઆનીની લડાઇમાં ગુંથાયો હતો, ત્યારે હૈદરઅલી ચિત્તોડ આગળ ઇ. સ. ૧૭૮૨માં મરણ પામ્યો.

પશ્ચિમ તરફ ટીપુ લડાઇ ચલાવતો હતો, એટલામાં હૈદરઅલી મરી ગયો; એ વાત સાંભળીને તે પશ્ચિમથી કર્ણાટક આવી ગાદીએ બેઠો. ટીપુ કર્ણાટક તરફ આવ્યો એટલે મુંબાઇ સર-

કારે જનરલ મેથ્યુસને પશ્ચિમ તરફ મ્હેસૂરપર હુમલો કરવાને મોકલ્યો; તેણે બેદનોર શેહેર લઈ લીધું, પણ પછી ગફલતમાં રહયો, એટલે ટીપુ આવી પોહોંચ્યો, અને મેથ્યુસને શરણ થઇ જવું પડયું તથા ઘણા અંગરેજને ટીપુએ મારી નાંખ્યાં.

**મંગલોરનું રક્ષણ.** બેદનોર પાછું લીધા પછી ટીપુ મંગલોર લેવા ગયો, ત્યાં કર્નલ કેમ્પબેલે આઠ મહીના સુધી બાહાદુરીથી કિલ્લામાંથી લડયાં કીધું, પણ આખરે અંગરેજ શરણ થઈ ગયા. ઇ. સ. ૧૭૮૩.

**મંગલોરના કોલકરાર.** ટીપુએ બેદનોર અને મંગલોર લીધાં, તેમ કર્નલ ફુલર્ટને મદ્રાસથી આવી પાલગઢ અને કોઇમબતુર લીધાં, તથા શ્રીરંગાપટણ ઉપર હુમલો કીધો, પણ એટલામાં અંગરેજ અને ટીપુ વચ્ચે કોલકરાર થયા, તેમાં ઠરાવ થયો કે, દરેક પક્ષવાળાએ લડાઈમાં એક બીજાનું જે કંઇ લીધું હોય, તે પાછું આપવું. ઇ. સ. ૧૭૮૪.

---

# પ્રકરણ ૧૨ મું.

## હેસ્ટિંગ્સની સુબાગીરીના પાછલા વખતની હકીકતો તથા ટીપુ સાથેની લડાઈ.

હૈદરની લડાઇમાં ભારે ખરચ થયો હતો, તેને તથા પાછી લડાઇ જાગે તે વખતે ખરચને માટે નાણાં જોઇએ તેને માટે હેસ્ટિંગ્સે અંગરેજના તાબાના બધા દેશી રાજાઓ પાસે પૈસાની મદદ માગી; તેમાં કાશીના જમીનદાર રાજા ચિતસીંગે નાણાંની તથા લશ્કરની માગ્યા પ્રમાણે મદદ આપી; પણ તે પૈસાદાર છે એવી હેસ્ટિંગ્સને ખબર પડવાથી તેની પાસે વધારે નાણાં માગ્યાં. ચિતસીંગ તે ન આપતાં સામો થયો, તે ઉપરથી

હેસ્ટિંગ્સ જાતે કાશી ગયો, અને આખરે ચિતસીંગને પકડીને કેદ કીધો, તેથી કાશીમાં રૈયતે બળવો ઉઠાવ્યો; અને અંગરેજનાં ઘણાં માણસને મારી નાંખ્યાં, અને ચિતસીંગને છોડાવ્યો. હેસ્ટિંગ્સ લશ્કર લઈ આવ્યો નહોતો, તેથી તે એવોતો સપડાઇ ગયો, કે કલકત્તેથી મદદ આવી પોહોંચ્યા છતાં તે રાતે ને રાતે ચુનારના કિલ્લામાં નાસી ગયો. ચિતસીંગ લશ્કર લઇ લડવા આવ્યો, પણ એનું કાંઇ ચાલ્યું નહીં; અને તેને બીજાઘર નાસી જવું પડયું. હેસ્ટિંગ્સે ત્યાં લશ્કર મોકલ્યું, તેથી તે ત્યાંથી નાઠો, અને બુંદેલખંડ ગયો, ત્યાં મરતાં સુધી રહ્યો અને કાશીની જમીનદારી હેસ્ટિંગ્સે પોતાના ભત્રીજાને આપી. ઈ. સ. ૧૭૮૨.

હેસ્ટિંગ્સ જેવો ચિતસીંગ જોડે ગેર વાજબી ચાલ્યો, તેવોજ અયોધ્યાના માજી નવાબની બેગમો સાથે ચાલ્યો. અયોધ્યાના એ વખતના નવાબ આઝોફુદૌલ્લા પાસે હેસ્ટિંગ્સે નાણાં માગ્યાં. તેણે પોતાની પાસે નાણાં ન હોવાનું બહાનું કહાડી કહ્યું કે મારી મા તથા ઘરડી મા પાસે ઘણી દોલત છે, તે જો તમે લેવાની મને રજા આપો તો હું તમને નાણાં આપું. હેસ્ટિંગ્સે તેને એમ કરવાની રજા આપી અને નવાબે બેગમને લુટી લીધી. ઇ. સ. ૧૭૮૨.

કંપની આ વખતે મુલકોની રાજા થઇ હતી, તેથી હિંદુસ્તાનની અંગરેજ સરકાર ઉપર નજર રાખવા કેટલાક માણસ એ કંપનીએ નિમ્યા હતા, તેને કોર્ટ આવ ડાયરેક્ટર કહેતા હતા.

ફોક્શ બીલ. ઇ. સ. ૧૭૮૩ માં ફોક્શ નામના નામાંકિત સેક્રેટરીએ હિંદુસ્તાનની હકુમત કંપની પાસેથી લઈ ઇંગ્લાંડના રાજાને સોંપવા ખરડો તૈયાર કીધો, પણ તે મંજુર થયો નહીં.

પીટસ બીલ. ઇ. સ. ૧૭૮૪ માં પીટસ નામના નામાંકિત સેક્રેટરીએ કાયદો બનાવ્યો, જેથી હિંદુસ્તાનની સરકાર ઉપર ન-

જર રાખવા માણસો નિમ્યા અને તેનું નામ "બોર્ડ ઓવ ક-
નટ્રોલ" પાડ્યું.

હેસ્ટિંગ્સનું મૃત્યુ. ઈ. સ. ૧૭૮૪ માં ટીપુસાથે સલાહ થયા પછી હે-
સ્ટિંગ્સ એક વર્ષ ગવર્નર જનરલ રહયો, ત્યાર પછી
ઈ. સ. ૧૭૮૫ માં તે ઇંગ્લાડ ગયો. તેના ઉપર રૈયતની ઘણી પ્રિતિ
હતી. તેના વખતમાં અંગરેજની કિર્તિ તથા મોટાઈ વધ્યાં હતાં.
હેસ્ટિંગ્સ ઇંગ્લાંડ ગયા પછી અયોધ્યાની બેગમોએ તેના ઉપર
લાંચ લીધાનું તોહોમત મુક્યું હતું, પણ તેમાં તે નિર્દોષ ઠર્યો હતો.
તે ઈ. સ. ૧૮૧૮માં ગુજરી ગયો હતો. હેસ્ટિંગ્સની જગોએ
ઈ. સ. ૧૭૮૬ માં લાર્ડ કાર્નવાલીસ બીજો ગવર્નર જનરલ થયો હતો.

મ્હૈસૂરની બીજી લડાઈ. ટીપુ ઘણો ધર્મદ્વેષિ હતો, તેથી તેણે નેર જા-
તના હિંદુ લોક ઉપર ઘણો જુલમ કીધો, તે-
થી તેઓને ટ્રાવણકોરના રાજાના મુલકમાં નાસી જવું પડ્યું. ટ્રા-
વણકોરના રાજાએ તે લોકનું રક્ષણ કીધું, તેથી તથા તે રાજા-
ના કોટ, કિલ્લા વિષે તકરાર ઉઠાવી, તેથી એ રાજાના મુલક ઉપર
ટીપુએ હુમલો કર્યો, તેમાં તેણે પેહેલાં હાથ ખાધો; પણ આખ-
રે કોટ તોડી ટ્રાવણકોરના મુલકમાં પેસી જઈ ઘણી દુષ્ટતાથી રૈ-
યત ઉપર જુલમ ગુજાર્યો. એ ટ્રાવણકોરનો રાજા અંગરેજનો
દોસ્ત હતો, તેથી અંગરેજ તેની મદદે આવ્યા, અને એ રીતે
અંગરેજ અને ટીપુ વચ્ચે લડાઈ ચાલી. ઈ. સ. ૧૭૮૯. લા-
ર્ડ કાર્નવાલીસની મરજી એવી હતી કે, લડાઇ ન થાય તો સારૂં.
આથી ટીપુએ એમ જાણ્યું કે એ મારાથી બ્હીએ છે, અને તે-
થી તે વધારે સીરજોરી બતાવતો ગયો, અને તે કારણથી લાર્ડ
કાર્નવાલીસને નાખુશીથી લડાઈની તૈયારી કરવી પડી. તેણે પેશ્વા
તથા નિઝામ સાથે દોસ્તી કરી એક લશ્કર મોકલ્યું. અને તરત-
જ પોતે જાતે સરદાર થઇ દક્ષિણમાં ટીપુ સાથે લડવા આવ્યો.
પેહેલાં તો ઇ. સ. ૧૭૯૦માં શ્રીરંગાપટણથી ઉતરતું બંગલોર

શેહેર જીતી લીધું. ઇ. સ. ૧૭૯૧માં શ્રીરંગાપટણ આગળ-ટીપુના લશ્કરને હરાવ્યું; પણ તેના લશ્કરમાં માંદગી તથા ખોરાકની તંગાસને લીધે અને શ્રીરંગાપટણ હાથ આવ્યા છતાં તેણે પાછા જતા રહેવું પડયું. તે પાછો જતો રહયો, તે પેહેલાં તેણે નંદીદુર્ગ નામનો કિલ્લો સર કર્યો હતો, અને ટીપુને સલાહ કરવાની ફરજ પાડી. ઈ. સ. ૧૭૯૨.

ટીપુ સાથે સલાહના કોલકરાર

સલાહની સરતો:—૧) ટીપુએ પોતાનું અડધું રાજ કંપની સાથે દોસ્તી રાખનાર રાજાઓને આપવું. (૨) લડાઇના ખરચ બદલ ૩૦ લાખ રૂપીઆ આપવા. (૩) અંગરેજ તરફના બધા કેદીઓને છોડી મુકવા. (૪) ઉપલી સરતો પુરી થાય ત્યાં સુધી ટીપુએ પોતાના બે છોકરાને અંગરેજના હવાલામાં સોંપવા.

---

# પ્રકરણ ૧૩ મું.

## ગવર્નરની ઊથલપાથલ તથા અંગરેજે મ્હેસૂર લીધું તે વિશે.

લોર્ડ કોર્નવાલીસનું જવું.

ટીપુ સાથે ઇ. સ ૧૭૯૨માં સલાહ થયા પછી લોર્ડ કોર્નવાલીસ હિંદુસ્તાનમાં એક વર્ષ રહયો, તે દરમ્યાનમાં તેણે મેહેસુલ ખાતામાં જમાબંદીની ત્રણ નવી રીતો દાખલ કરી હતી—(૧) જમીનદારી રીત—આ રીતથી મોટા મોટા જમીનદારો દેશના અમુક તાલુકાની જમાબંદીની ઉપજના આંકડા વાસ્તે જવાબદાર હતા. (૨) ગામવારી રીત—આ રીતથી દરેક જુદા જુદા ગામના લોક પોતાના સીમાડામાં આવેલી જમીનના મેહેસુલના આંકડા વાસ્તે જવાબદાર હતા (૩) રાયતવારી રીત—આ રીતથી દરેક ખેડુતે સરકારમાં કેટલી વીંઘોટી ભરવી તે મુકરર કરેલું હતું. પછી તે ઈ. સ. ૧૭૯૩માં ઇંગ્લાંડ ગયો.

**સર જોન શોર** લોર્ડ કોર્નવોલીસ પછી સર જોન શોર ઈ. સ. ૧૭૯૩માં ત્રીજો ગવર્નર જનરલ થયો. એના વખતમાં મુખ્ય ત્રણ બીના બની હતી. (૧) નિઝામે તેના મુલકના રક્ષણ માટે સિકંદ્રાબાદમાં અંગરેજનું જે લશ્કર રેહેતું હતું તે બોલાવી લેવાને સર જોન શોરને કાહાવ્યું; અને અંગરેજ સાથે એકદિલી તોડી ફ્રેન્ચ ઉપર મેહેરબાની બતાવવા માંડી. આનું પરિણામ એ થયું કે, જ્યારે મરેઠા લોકે એના મુલક ઉપર ચઢાઇ કરી ત્યારે સર જોન શોરે એને મદદ આપી નહીં, અને નિઝામને ઘણો મુલક તથા નાણાં વગેરે મરેઠાઓને આપવા પડયાં ઈ. સ. ૧૭૯૫. (૨) કર્ણાટકનો બુજરગ નવાબ મહમદઅલ્લી ઇ. સ. ૧૭૯૫માં મરી ગયો, અને તેની જગો ઉપર તેનો છોકરો ઓમદતઅલ ઓમરા ગાદીએ બેઠો. (૩) અયોધ્યાનો નવાબ આસોફુદૌલા ઇ. સ. ૧૭૯૭માં મરી ગયો, અને તેની જગો ઉપર તેનો છોકરો મિર્જાઅલ્લી ગાદીએ બેઠો, પણ તેનામાં સારા ગુણ નહોતા, અને તેના હક્ક વિશે ગવર્નર જનરલ આગળ વારંવાર તકરારો આવી તેથી સર જોન શોરે અયોધ્યામાં જાતે જઇ મિરજાઅલ્લી જેને વજીરઅલ્લી પણ કેહેતા તેને ઉઠાડી તેના કાકા સાદતઅલ્લીને ગાદી ઉપર બેસાડયો. ઈ. સ. ૧૭૯૮.

**માર્કિવસ વેલસ્લિ.** ઈ. સ. ૧૭૯૮ માં લોર્ડ મોર્નીંગટન જે પાછળથી માર્કિવસ ઓવ વેલસ્લિ થયો તે ગવર્નર જનરલ થઇ આવ્યો. તેણે આવતા વારને નિઝામ સાથે સલાહ કરી, ફ્રેન્ચને તેના દરબારમાંથી કેદ પકડી કલકત્તે મોકલાવી દીધા તથા સિકંદરાબાદમાં અંગરેજનું લશ્કર પાછું રખાવ્યું.

ટીપુને અંગરેજ સાથે આદવેર હતું, તેથી તેણે અંગરેજ જોડે ઇ. સ. ૧૭૯૨ માં સલાહ કર્યાં છતાં ફ્રેન્ચોને પોતાની પાસે રાખ્યા હતા. નેપોલીઅન બોનાપાર્ટ જોડે કાગળ પત્રથી ખટપટ

ચલાવતો હતો, તથા લડાઇની ભારે તૈયારી કર્યા જતો હતો, તેથી લોર્ડ મોર્નિંગટને જાતે મદ્રાસ આવી લશ્કર તૈયાર કરી જનરલ હેરીસને તેનો સરદાર બનાવ્યો, અને મુંબાઇથી લશ્કર મંગાવ્યું. હેરીસનું તથા મુંબાઇનું લશ્કર શ્રીરંગપટણ તરફ જવા નિકળ્યાં. ટીપુએ પેહેલ વેહેલા મુંબાઇના લશ્કરના સામા સીદાસીર (સદાશીવગઢ) આગળ યુદ્ધ કીધું પણ તેમાં જનરલ સ્ટુઅર્ટે તેને હરાવ્યો.

**માલવેલીનું યુદ્ધ.** પછી ટીપુ હેરીસની સામા લડવા ગયો, તેની સાથે પણ માલવેલાના રણક્ષેત્રમાં મોટું યુદ્ધ થયું; તેમાં પણ તે હર્યો ઈ. સ ૧૭૯૯.

**ટીપુનું મૃત્યુ.** અંગરેજના બંને લશ્કર એકઠાં થયાં, અને તેમણે શ્રીરંગપટણને ઘેરો ઘાલ્યો, એ ઘેરો એક માસ સુધી રહ્યો. આખરે તોપના મારથી કોટમાં બાકોરૂં પડ્યું, તેમાં હેરીસના હુકમથી જનરલ બેયર્ડ પેસી જઈ શેહેરના દરવાજા આગળ યુદ્ધ કરી શ્રીરંગપટણ અંગરેજે લઈ લીધું, અને ટીપુ લડાઈમાં માર્યો ગયો. ઈ. સ ૧૭૯૯.

ટીપુ માર્યો ગયો અને અંગરેજ મ્હેસૂરના ધણી થયા. તેઓએ શ્રીરંગપટણ તથા બીજો કેટલોક મુલક પોતાની પાસે રાખ્યો, અને બાકીનો ભાગ નિઝામ તથા મ્હેસૂરના હૈદર પેહેલાના મુળ રાજાની ઓલાદના માણસની વચ્ચે વેહેંચી આપ્યો.



# પ્રકરણ ૧૪ મું.

## મ્હેસૂર લીધા પછી અંગરેજ પાસે બીજા મુલકો આવ્યા તે તથા મરાઠાની બીજી લડાઈ વિશે.

અંગરેજે મ્હેસૂર લીધું, ત્યાર પછી બે વર્ષે એટલે ઈ. સ.

૧૮૦૧માં અયોધ્યાના મુલકમાંથી કેટલોક ભાગ તથા હાલના મ્હૈસૂરની ઉત્તરમાં આવેલો બાલઘાટનો મુલક તેમના હાથમાં આવ્યો, તથા કર્ણાટક તેઓએ પોતાના તાબામાં લીધું. અગાઉ આવી ગયું છે કે, સર જોન શોરે અયોધ્યાની ગાદીપરથી વજીરઅલ્લીને ઉઠાડી સાદતઅલ્લીને બેસાડયો હતો. જ્યારે અફગાનીસ્તાનનો બાદશાહ જમાનશાહ હિંદુસ્તાન ઉપર ચઢી આવવાનો વિચાર કરતો હતો, ત્યારે એ વજીરઅલ્લી તેની સાથે ખટપટમાં ભળ્યો, પણ લૉર્ડ મોર્નીંગટને ઈરાનના બાદશાહ પાસે અફગાનીસ્તાન ઉપર ચઢાઈ કરાવી તેથી જમાનશાહનો હિંદુસ્તાન ઉપર આવવાનો વિચાર પડી ભાંગ્યો. વજીરઅલ્લીની આ ખટપટની વાત જ્યારે અંગરેજના જાણવામાં આવી ત્યારે તેઓએ તેને કલકત્તે બોલાવ્યો, પણ તેણે ફીતુર કીધું; તેથી અંગરેજે તેને કેદ કીધો. આ દરમ્યાનમાં સાદતઅલ્લીએ ગાદી ઉપરથી ઉઠવાની મરજી બતાવી અને વજીરઅલ્લીને ગાદી અપાય એવું નહોતું, તેથી અંગરેજે સાદતઅલ્લી પાસે અયોધ્યાનો કેટલોક પશ્ચિમ તરફનો ભાગ લઈ એ નવાબનું રક્ષણ કરવું એવો તેની સાથે કોલકરાર કીધો. ઈ. સ. ૧૮૦૧.

સિકંદરાબાદમાં નિઝામની મદદ સારૂ અંગરેજનું જે લશ્કર રહેતું હતું, તેના ખરચના રૂપીઆ નિઝામ વખતે વખત આપી શકતો નહોતો, તેથી મોર્નિંગટને નાણાને બદલે બાલઘાટ લીધો. ઈ સ. ૧૮૦૧.

ઓમદતલ ઓમરા ટીપુ સાથે ખટપટમાં પડયો હતો, તથા તેના મુલકમાં અવ્યવસ્થા થઈ ગઈ હતી; તેથી અંગરેજે તેનો મુલક લઈ લેવાનું નક્કી કીધું; પણ એટલામાં એ નવાબ ઈ. સ. ૧૮૦૧માં મરી ગયો, ત્યારે અંગરેજે મહમદઅલ્લીના એક પૌત્રને નામના નવાબ તરીકે રાખ્યો; અને કર્ણાટક પોતાના હાથમાં લીધું.

આ વખતે મરાઠાના પેશ્વાને તોડી હોલકર અને સિંધિઆ સરદાર જબરદસ્ત થઇ પડયા હતા. એ મધ્યે હોલકર અને સિંધિયા પેશ્વા સાથે લડત ચલાવતા હતા તેથી પેશ્વાએ અંગરેજનો આશ્રય લીધો.

વસાઇનો કોલકરાર. ૧૮૦૨ વસાઇ આગળ અંગરેજ અને પેશ્વા વચ્ચે કોલકરાર થયા તેથી અંગરેજે તેને પાછો ગાદીએ બેસાડયો. એ કોલકરાર નીચે પ્રમાણે હતાઃ—(૧) પેશ્વાએ પુનામાં અંગરેજની છાવણી ઘાલવા દેવી અને મદદ વાસ્તે ત્યાં લશ્કર રહે તેનો ખરચ આપવો. (૨) એણે સુરત તથા મુંબાઈ કનેના કેટલાંક ગામ તે વખતે અંગરેજના તાબામાં હતાં તે ઉપરથી પોતાનો હક્ક ઉઠાવવો (૩) એણે પોતાના દરબારમાંથી બીજા યુરોપીઅનને કાહાડી મુકવા.

આ કોલકરારથી સિંધિયા તથા વગડનો રાજા દુખાયા. અને તેઓએ અંગરેજ સાથે લડત ચલાવી. ઈ. સ. ૧૮૦૩. મરાઠા સાથે લડાઇ શરૂ થઇ ત્યારે ઉત્તર હિંદુસ્થાનમાં સિંધિયાનું મોટું લશ્કર હતું, તથા દિલ્હી, આગ્રા વગેરે શેહેરો તેના હાથમાં હતાં, અને ફ્રેન્ચલોક તેની તરફથી વહીવટ કરતા હતા, તથા ફ્રેન્ચે શાહઆલમ બાદશાહને દિલ્હીમાં કેદ કીધો હતો; તથા તેની આંખ ફોડી નાંખી હતી.

દિલ્હીનું યુદ્ધ ઈ. સ. ૧૮૦૩. અંગરેજના નામાંકિત સરદાર જનરલ લેકે દિલ્હી તરફ મરાઠા સાથે લડવા જતાં રસ્તામાં અલિગઢનો કિલ્લો લીધો, અને પછી દિલ્હી આગળ મરાઠા સાથે તેણે યુદ્ધ કીધું, તેમાં મરેઠા હાર્યા. મરેઠાના લશ્કરમાં જે ફ્રેન્ચલોક હતા તે શરણ થઈ ગયા, અને શાહઆલમને લેકે કેદમાંથી છોડયો, પછી લેક આગ્રા તરફ ચાલ્યો અને તે શેહેર લઇ લીધું.

લાસવારીનું યુદ્ધ. ૧૮૦૩. એ દરમ્યાનમાં બીજુ મોટું લશ્કર દિલ્હી તરફ આવે છે, એમ સાંભળી તે પાછો દિલ્હી

તરફ ગયો; રસ્તામાં મરેઠાનું લશ્કર તેને મળ્યું, અને લાસવા-રી આગળ ભારે યુદ્ધ થયું, અને તેમાં મરેઠા છેક હારી ગયા.

જનરલ લેકે ઉત્તરમાં ફતેહ મેળવી, તે દરમ્યાનમાં એના ક-રતાં પણ વધારે નામાંકિત સરદાર જનરલ વેલેસ્લિએ વધારે ભા-રે યુદ્ધ તથા મોટાં કામો કીધાં. સિંધિયા અને વરાડના રાજા બેઉ એકઠા થઈ ભારે લશ્કર લઈ અંગરેજનો જે દોસ્ત નિઝામ તેની રાજધાની હેદ્રાબાદ તરફ જવા નિકળ્યા.

એસેનું યુદ્ધ. ૧૮૦૩. જનરલ વેલેસ્લિ પેશ્વાને ગાદીએ બેસાડવા પુને ગયો હતો, તેણે ત્યાંથી નિકળી સિંધિયા-નો અહમદનગરનો કિલ્લો લઇ લીધો; અને સિંધિયાને તથા વ-રાડના રાજાને પકડી પાડી એસે આગળ ભારે યુદ્ધ કીધું, તેમાં તેઓને બીલકુલ હરાવ્યા.

આર્ગામનું યુદ્ધ. ૧૮૦૩. એજ સાલમાં થોડા મહીના પછી આર્ગામમાં વરાડના રાજા સાથે જનરલ વેલેસ્લિએ યુદ્ધ કરી તેને હરાવ્યો અને ગાવિલગઢનો કિલ્લો લઇ લીધો.

વરાડના રાજા સાથે સલાહનો કોલકરાર. ૧૮૦૩. ગાવિલગઢ અંગરેજના હાથમાં ગયું જોઇ વ-રાડના રાજાએ અંગ્રરેજ સાથે સલાહ કરી એવી શરતથી કે તે અંગરેજને કટકનો મુલ-ક આપે, નિઝામને પણ ઘણો મુલક આપે, તથા પોતાના લશ્કર માં કોઇ યુરોપીઅનને રાખે નહીં.

સિંધિયા સાથે સલાહના કોલકરાર. ૧૮૦૩. સિંધિઆએ પણ સલાહ કરવાનું કહયું, તેથી અંગરેજે તેની સાથે એવી શરતથી સલાહ કીધી કે, સિંધિઆ અંગરેજને ગંગા અને જમના વચ્ચેનો મુલક આપે, અંગરેજ સરકાર તથા તેમની સાથે દોસ્તી રાખનાર નિઝામ, ગાયકવાડ અને પેશ્વા તેમના ઉ-પર કંઈ દાવો ઉઠાવવો નહીં, તથા પેશ્વા સાથે જે કંઇ તકરાર હોય, અથવા ઉઠે તેનો ચુકાદો અંગરેજ પાસે કરાવવો.

# પ્રકરણ ૧૫ મું.

## મરેઠા સાથે ત્રીજી લડાઈ.

સિંધિયા અંગરેજ સાથે લડયો, ત્યારે હોલકર મુગો બેસી રહયો હતો, પણ સિંધિયા અને વરાડના રાજા બન્ને હાર્યા ત્યારે તેણે અંગરેજ સાથે લડવાનો વિચાર કરી કેટલાક દેશી રાજાને ઉસ્કેર્યા, તથા અંગરેજ સાથે દોસ્તી રાખનારાઓના મુલક લુંટયા. આ પ્રમાણે ન કરવાને તેને જનરલ લેકે લખી મોકલ્યું, પણ તેને મગરૂબી ભરેલા જવાબ આપ્યા તેથી અંગરેજે તેની સાથે લડાઇ કીધી.

જનરલ લેક પોતાનું લશ્કર લઇ હોલકરની સામો ચાલ્યો, ને ગુજરાતથી ઉજજન તરફ આવવાને કર્નલ મરેને હુકમ કર્યો, તથા હોલકર જેપુરના રાજાનો મુલક લુટતો હતો, તેને અટકાવવાને કર્નલ મોનસનને મોકલ્યો; તેથી હોલકર તે મુલકમાંથી જતો રહ્યો. કોટા અને નિમચની વચ્ચે મુકંદ્રા નામના પાહાડી રસ્તા આગળ અંગરેજ અને હોલકર વચ્ચે ભારે યુધ્ધ થયું, પણ તેમાં અંગરેજ ફાવ્યા નહીં. ઇ. સ. ૧૮૦૪

હોલકરે પછી દિલ્હી લેવાની મેહેનત કીધી, તેમાં કર્નલ ઓકટર્લોની તથા કર્નલ બર્નના પ્રાક્રમને લીધે તે ફાવ્યો નહી. જનરલ લેકે પાછું લશ્કર એકઠું કર્યું, અને તેના બે ભાગ કરી એક ભાગ પોતે લઇ હોલકરની પછવાડે ગયો; અને બીજા ભાગનો સરદાર જનરલ ફ્રેઝરને બનાવી હોલકરના પાયદલ સામા લડવા મોકલ્યો; જનરલ લેકે હોલકરને ફરૂકાબાદ આગળ પકડી પાડી તેની છાવણી ઉપર છાપો મારી, તેનો પરાજય કર્યો.

ફ્રેઝરે પણ હોલ્કરના પાયદલ સાથે દીગ આગળ યુદ્ધ કીધું, અને તેને હરાવ્યું. એ લડાઇમાં ફ્રેઝરને સખત ઘા લાગ્યો તેથી તે મરણ પામ્યો. ઈ. સ. ૧૮૦૪.

એજ સાલમાં કર્નલ વોલસે હોલ્કરનો દક્ષિણમાંનો તમામ મુલક લઇ લીધો, તથા કર્નલ મરેએ ઉજ્જન, ઇંદોર તથા આખુ માળવા લીધું.

ભરતપુરની ચડાઈ. ભરતપુરનો રાજા અંગરેજનો દોસ્ત હતો, પણ તેણે હોલ્કરને મદદ કરી તેથી અંગરેજે દીગ શેહેર અને કીલ્લો હસ્તગત કર્યાં, તથા ભરતપુર ઉપર પણ હુમલો કર્યો. તેમાં ૩૦૦૦ માણસો માર્યાં ગયાં, ત્યાર પછી રાજાએ સલાહ કરવાની અરજ કરી.

ભરતપુરના રાજા સાથે સલાહના કોલકરાર. રાજાએ ૨૦ લાખ રૂપીઆ આપવા, તથા અંગરેજે તેને પેહેલાં જે મુલક આપ્યો હતો, તે તેમને પાછો આપવો, તથા એ સરત પુરી થાય ત્યાં સુધી "દીગ" અંગરેજ પાસે રેહે. ઈ. સ. ૧૮૦૫.

લોર્ડ કોર્નવોલીસ. ઇ. સ. ૧૮૦૫માં લોર્ડ કોર્નવોલીસ પાછો ગવર્નર જનરલ થઇને આવ્યો, પણ ઘાજીપૂરમાં આવતા વારને તે મરણ પામ્યો.

સર જ્યોર્જ બાર્લો. લોર્ડ કોર્નવોલીસ પછી સર જ્યોર્જ બાર્લો ગવર્નર જનરલ થયો. એણે ગવર્નર જનરલ થતાં વારને સિંધિઆ તથા હોલકર સાથે ફાવતી આવે એવી સરતો ઉપર સલાહ કરી.

સિંધિઆ સાથે સલાહના કોલકરારઃ—(૧) જનરલ વેલસ્લિ સાથે પેહેલાંના કરેલા કોલકરાર બહાલ રાખ્યાં (૨) ગ્વાલિયરગઢ પાછો આપીને તે સાથે ગોહદના રાણાના રાજ્યનો કેટલોક ભાગ એને આપ્યો. (૩) એને પેનશન બાંધી આપ્યુ, અને એની સ્ત્રી તથા પુત્રીને અંગરેજના તાબાના પ્રાંતમાં જાગીર કાહાડી આપી.

હોલકર સાથે સલાહના કોલકરારઃ—(૧) અંગરેજે જીતી લીધેલો મુલક તેને પાછો આપવો. (૨) ચંબલ નદીની ઉત્તરનો

કેટલાક ભાગ અંગરેજે પોતાના ખપ વાસ્તે રાખ્યો હતો, તે પણ તેને પાછો આપવો.

---

# પ્રકરણ ૧૬ મું.

## સર જ્યોર્જ બાર્લો તથા મિન્ટોની સુબાગીરી.

સર જ્યોર્જ બાર્લો એક વર્ષને આશરે ગવર્નર જનરલ રહ્યો. એના પાછલા વખતમાં વેલોરના સીપાઇઓએ બંડ કીધું હતું.

**વેલોરના દેશી સીપાઇઓનું બંડ** આ ભયંકર બંડ થવાના મુખ્ય બે કારણો હતાં. (૧) લશ્કરમાં હિંદુ સીપાઇઓ હતાં તેમને કપાળે ટીલું (હિંદુ ધર્મના જુદા જુદા સંપ્રદાયની કપાળ ઉપર જે નીશાની કરવામાં આવે છે તે) કરીને કવાયતની જગા ઉપર આવવાની મના કરી. સઘળાએ દાડી મુછ એક સરખા કરાવવા અને ગોરા લોકની ટોપી જેવા ઘાટની પાઘડી ઘાલવાનો હુકમ થયો. આ ફેરફારથી તેઓના મનમાં એમ આવ્યું કે આપણે ખ્રિસ્તી બનાવી દેશે તેથી તેઓ ખીજવાઈ ગયાં. (૨) ટીપુના છોકરા નજરકેદમાં હતાં તેમણે સીપાઇઓને બંડ કરવાં ઉશ્કેર્યા. આ સઘળા ફિતુરીઓએ અંગરેજના કેટલાક અધિકારીઓ વગેરેને મારી નાંખ્યાં, પણ આખરે આર્કાટથી એક લશ્કર આવ્યું, તેની મદદથી અંગરેજોએ સેંકડો બળવાખોરોને કતલ કર્યાં, અને ટીપુના છોકરાને કલકત્તે મોકલી દીધાં. આ રીતે અંગરેજે એ બંડ સમાવી દીધું. ઈ. સ. ૧૮૦૬.

**લોર્ડમિન્ટો.** વેલોરના બંડખોરની તજવીજ ચાલતી હતી, તેટલામાં ઈ. સ. ૧૮૦૬માં લોર્ડ મિન્ટો ગવર્નર જનરલ થઇને આવ્યો. વરાડના રાજાના મુલક ઉપર અમીરખાં નામના લુટફાટ કરનાર સરદારે હુમલો કીધો, તેથી તેની સામા લશ્કર મોકલી તેણે તેને નસાડયો. વળી પેશ્વાને મદદ કરી તેની ફિતુરી રૈયતને

શાંત કરી, તથા નિઝામના દરબારમાં પોતાને પસંદ પડતો વજીર નિમ્યો. આ શિવાય ફ્રેન્ચલોક તથા રૂશીઅન લોક ઉત્તર તરફથી હિંદુસ્તાનમાં આવશે, એવી બીકથી તેણે ઈરાનના દરબારમાં વકીલ મોકલ્યા. ઈ. સ. ૧૮૦૭.

**મદ્રાસમાં ફિતુર.** લોર્ડ મિન્ટો ગવર્નર જનરલ થયો, ત્યાર પછી જયોર્જબાર્લોને મદ્રાસના ગવર્નરની જગા મળી. આ ઠેકાણે તેની અને લશ્કરના સેનાધિપતિ મેકડોવલની વચ્ચે અણબનાવ થયો હતો, અને તેથી મેકડોવલને આખરે તેનો ઓધ્ધો છોડવો પડયો હતો. એના ગયા બાદ બાર્લોને બીજા સરદારો સાથે અણબનાવ થયો. આ ઉપરથી મછલીપટણ તથા સિકંદરાબાદમાં સીપાઈઓએ બંડ ઉઠાવ્યું. આ ફિતુર નરમ પાડવાને લોર્ડ મિન્ટોને જાતે મદ્રાસ જવું પડયું હતું, અને તેણે કર્નલ ક્લુસને પુનેથી બોલાવી સિકંદરાબાદમાં બંદોબસ્ત કરવા મોકલ્યો. તેણે ત્યાં જઈ ફિતુર નરમ પાડયું.

હિંદુસ્તાનમાં તો લોર્ડ મિન્ટોની સુબાગીરીના વખતમાં કંઈ લડાઈ થઈ નહોતી, પણ હિંદુસ્તાનનું લશ્કર દેશાવર મોકલવામાં આવ્યું હતું, તેણે જાવા, બુર્બોન, તથા મોરેશિઅસના ટાપુઓ જીતી લીધાં હતાં. ઇ. સ. ૧૮૦૯.

# પ્રકરણ ૧૭ મું.

## નેપાળના લોક અથવા ગુરખા સાથે લડાઈ.

**અર્લઓવ મોઇરા.** ઈ. સ. ૧૮૧૩માં અર્લઓવ મોઇરા (માર્કિસ ઓવ હેસ્ટિંગ્સ) ગવર્નર જનરલની જગા ઉપર આવ્યો, તેણે આવતા વારને નેપાળ સાથે લડાઈ કરી. બોટાવળમાં અંગરેજનું જે લશ્કર રેહેતું હતું, તેના ઉપર ગુરખા

લોકે હુમલો કરી, તેઓનો પરાજય કર્યો. આથી અંગરેજ અને ગુરખા વચ્ચે લડાઈ જાગી.

નેપાલપર હુમલો કરવાની લોર્ડ હેસ્ટિંગસની યુક્તી.

લોર્ડ હેસ્ટિંગસે લશ્કરની ચાર તુકડી કરી ચાર વાટે મોકલી તેઓએ નીચે પ્રમાણે ફતેહ મેળવી—(૨) ઈ. સ. ૧૮૧૪માં બીજી ટુકડીના સરદાર જનરલ ગિલેસ્પિએ કાલંગ નામના કિલ્લાને ઘેરો ઘાલ્યો, પણ તે લેતાં ગિલેસ્પિ માર્યો ગયો; અને આખરે અંગરેજને પાછા જવું પડ્યું; ત્યારબાદ અંગરેજે જૈટકને ઘેરો ઘાલ્યો તેમાં પણ તેઓ ફાવ્યાં નહીં. (૧) ઈ. સ. ૧૮૧૫માં પહેલી ટુકડીના સરદાર જનરલ ઓક્ટર્લોનીએ ગુર્ખા લોકના નલગડ, રતનગઢ તથા જૈટક એ ત્રણ કિલ્લા જીતી લીધાં, તથા માલુન અને આલમોરાના કિલ્લા ઉપર ધસારો કર્યો; આ સ્થાને એક મોટુ યુધ્ધ થયું, તેમાં ગુર્ખા લોકનો પરાજય થયો અને તે કિલ્લા અંગરેજને તાબે એક પછી એક થયા.

આલમોરાનું યુધ્ધ.

આલમોરા આગળ અંગરેજ અને ગુર્ખા વચ્ચે યુધ્ધ થયું, તેમાં ગુર્ખાનો પરાજય થયો;

હરીહરપુરની જીત.

ઈ. સ. ૧૮૧૬માં અંગરેજના સરદાર કર્નલ કેલીએ ગુર્ખા લોકનો પરાજય કરી હરીહરપુર જીતી લીધું, અને કયુમાઓનનો મુલક અંગરેજના હાથમાં આવ્યો.

નેપાળ સાથે સલાહ.

આ સલાહના કોલકરાર એ હતા કે, ગુર્ખા લોકો તેઓનો જીતી લીધેલો કેટલોક મુલક દેશી રાજાને પાછો આપે, તથા નેપાળની સરહદપરનો મુલક અંગરેજને આપે, અને તેઓની રાજધાની જે ખટમંડુ તેમાં અંગરેજી રેસીડન્ટને રેહેવા દે. ઇ. સ. ૧૮૧૬.

પિંઢારી લોક તથા અંગરેજ વચ્ચે લડાઇ.

નેપાલના લોક સાથે લડાઈ પુરી થઈ, એટલે અંગરેજને પિંઢારી લોક સાથે લડવું પડયું. આ લોક અસલ મરેઠાના લશ્કરમાં સીપાઇ

ગીરી કરતા હતા પણ જ્યારે તેઓ (મરેઠા)ની પડતી આવી ત્યારે તેઓ જુદા જુદા સરદારના હાથ નીચે રહી લુટફાટ કરવા લાગ્યા. આમાં ત્રણ મુખ્ય સરદારો હતા, તેઓના નામ ચિતુ, કરીમખાન અને દોસ્ત મહમદ હતાં. તેઓ મધ્ય હિંદુસ્તાનમાં ભારે લુટફાટ કરતાં હતાં; અને આખરે ઈ. સ. ૧૮૧૫માં તેઓએ અંગરેજના તાબાના મછલીપટનમાં લુટફાટ કરવા માંડી. આથી મેજર વોશિંગટન એક લશ્કર લઈ તેઓની સામો થયો. અને તેઓને નસાડી મુક્યા તો પણ તેઓ લુટ કરતા બંધ થયા નહીં; તેથી લાર્ડ હેસ્ટિંગ્સે એક મોટું લશ્કર એકઠું કર્યું, અને પોતે જાતે તેનો સરદાર થઈ, પિંઢારા લોકને છેક પશ્ચિમ તરફના ડુંગરાઓમાં નસાડી મુક્યાં. ઈ. સ. ૧૮૧૬.

# પ્રકરણ ૧૮ મું.

## મરેઠા સાથેની ચોથી લડાઈ.

વસાઇ આગળ પેશ્વા સાથે કોલકરાર થયાં હતાં, ત્યારથી તેને અને અંગરેજને મિત્રાચારી હતી, તથા અંગરેજનો રેસીડન્ટ તેના દરબારમાં રેહેતો હતો. પણ રેસીડન્ટના રેહેવાથી તેનાથી પોતાની મરજી પ્રમાણે ચલાતું નહીં, અને ત્રંબકજી નામના તેના એક વહાલા માણસની ઉશ્કેરણીથી અંગરેજની સામા થવાને બીજા મરેઠા રાજાને ઉશ્કેરવા લાગ્યો. અંગરેજના રક્ષણ તલે રહી ગાયકવાડ રાજ કરતો હતો, તેની સાથે કંઈ પેશ્વાને તકરાર ચાલતી હતી, તેનો નીકાલ કરવાને ગાયકવાડ તરફથી ગંગાધર શાસ્ત્રી પેશ્વા પાસે આવ્યો હતો, તેને પંઢરપુરના દેશમાં પેશ્વાની ઉશ્કેરણીથી ત્રંબકજીએ મારી નાંખ્યો તેથી અંગરેજ અને પેશ્વા વચ્ચે બીજીવારની લડાઇ જાગી. ઈ. સ. ૧૮૧૪.

ગંગાધર શાસ્ત્રીને મારી નાંખ્યો તેથી અંગ્રેજના રેસીડન્ટ
માનસ્ટુઅર્ટ એલફીનસ્ટને પેશ્વા પાસે ત્રંબકજીને માંગ્યો, અને
આખરે તેને સ્વાધીન કરવો પડયો, પણ ત્રંબકજી અંગ્રેજના
હાથમાંથી નાઠો; અને પેશ્વાની છુપી મદદથી તેણે લસ્કર એકઠું
કીધું. માનસ્ટુઅર્ટ એલફીનસ્ટનને પેશ્વાના દગા વીશે શક ઉત્પન્ન
થવાથી તેણે પેશ્વા પાસે કબુલ કરાવ્યું, કે ત્રંબકજીને પકડી અ-
પાવવો, તેની મીલકત જપત કરી લેવી. તથા અંગ્રેજને ત્રણ કિ-
લ્લા આપવા. વળી લોર્ડ હેસ્ટિંગસના હુકમથી વસાઈના કોલકરાર
રદ થયાં, અને મરેઠાના બીજા રાજાઓને પેશ્વા છુપી મદદ આ-
પતો હતો, તથા અંગ્રેજ સાથે લડવાને ઉસ્કેરતો હતો, તેમ તે ન-
કરી શકે તેને માટે નવો કોલ થયો. તેની એવી સરત હતી કે અં-
ગરેજનું લસ્કર તેને ત્યાં રેહેતું હતું, તેના ખરચને માટે તે બી-
જો મુલક આપે, રાજાઓ જે ખત વગેરે મોકલે તે રેસીડંટની
મંજુરીઆત વગર મોકલે નહીં.

કર્કિનું યુદ્ધ. આ કોલકરાર થવાથી પેશ્વાને અંગરેજ ઉપર
દ્વેષ ઉત્પન્ન થયો, અને તેણે લસ્કર એકઠું કરી રેસીડન્ટના બં-
ગલા ઉપર હુમલો કર્યો. પુનાથી દોઢ ગાઉને છેટે કર્કિ ગામમાં અં-
ગરેજનું લસ્કર રેહેતું હતું, ત્યાં રેસીડન્ટ નાસી ગયો; અને ત્યાં
મરેઠા અને અંગરેજ વચ્ચે યુદ્ધ થયું, તેમાં મરેઠાની હાર થઈ,
અને અંગરેજનું બીજું લસ્કર આવી પોહોંચવાથી પેશ્વાને રા-
તમાં નાસી જવું પડયું, અને અંગરેજના સરદાર સ્મીથે પુના
શેહેર જીતી લીધું. ઈ. સ. ૧૮૧૭.

વરાડના રાજાને જનરલ વેલેસ્લિએ ઈ. સ. ૧૮૦૩ માં હ-
રાવ્યો, ત્યાર પછી વરાડના રાજા રાઘોજી સાથે અંગરેજને સ-
લાહ થઈ હતી. તે રાજા ઈ. સ. ૧૮૧૫ માં મરી ગયો, પછી
તેનો છોકરો ગાદીએ બેઠો, તે અડધો દીવાનો હતો, તેથી રાજ્ય-
નું કામ ચલાવવાને તેનો આપાસાહેબ નામનો એક સગો અં-

ગરેજની મદદથી નિમાયો, અને તેણે અંગરેજની સાથે દોસ્તી કીધી. પણ રાજા થોડી મુદતમાં મરી ગયો, તેથી આપાસાહેબ વરાડની ગાદી ઉપર બેઠો.

ગાદી મળી એટલે તે અંગરેજની સામાં થયો. તેણે પેશ્વા વગેરે બીજા મરેઠાના રાજા સાથે કાગળ પત્રથી ખટપટ ચલાવવા માંડી અને મોટું લશ્કર ઉભું કીધું. ઇ. સ. ૧૮૧૭.

રાજાએ રેસીડન્ટના બંગલા ઉપર હુમલો કીધો અને સિતાબલ્ડિ નામના પાહાડ ઉપર જે અંગરેજનું લશ્કર રેહેતું હતું, તેને હરાવીને તે પાહાડ લીધો, પણ કેપટન ફીટઝરાલ્ડે આવી મરેઠાને હરાવી કાહાડયાં. ઇ. સ. ૧૮૧૭.

**નાગપુરનું યુદ્ધ.** જનરલ ડોવેટન લશ્કર લઇ આવી પોહોચ્યો ને નાગપૂર આગળ મરેઠાને હરાવ્યા, અને નાગપુર શેહેર અંગરેજના હાથમાં ગયું. ઇ. સ. ૧૮૧૭.

**જબલપોરનું યુદ્ધ.** નાગપુરમાં અંગરેજને મદદ કરવા જનરલ હાર્ડિંગન ઉત્તર તરફથી આવતો હતો, તેણે મરેઠાના લશ્કર સાથે જબલપોર આગળ યુદ્ધ કરી મરેઠાને હરાવ્યા અને નાગપુરમાં અંગરેજની ફતેહ થવાથી તે પાછો ગયો.

લાર્ડ હેસ્ટિંગ્સે નાગપુરના રેસીડન્ટ ઉપર હુકમ લખી મોકલ્યો કે જો તમે આપાસાહેબને ગાદી ઉપર કાયમ ન રાખ્યો હોય તો તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકજો, પણ રેસીડન્ટે તેને કાયમ રાખ્યો હતો, તેથી આ વખતે તે ગાદી ઉપર રહ્યો.

# પ્રકરણ ૧૯ મું.

## મરેઠા સાથેની પાંચમી લડાઈ તથા પિંઢારા સાથેની લડાઈ.

જસવંતરાવ હોલકર મરી ગયા પછી તેનો છોકરો મલ્હાર-

રાવ હોલકર ગાદી ઉપર બેઠો હતો, પણ તે નાની ઉમરનો હતો, તેથી રાજ્યનું કામ માજી હોલકરની રાખેલી તુલસીબાઈ ચલાવતી હતી. એની મરજી અંગરેજ સાથે સલાહ રાખવાની હતી, પણ ઘણા સરદારોની મરજી લડાઈ કરવાની હતી, તેથી તેઓએ તુલસીબાઇને મારી નાંખી અને મોટું લશ્કર એકઠું કીધું.

અંગરેજના સરદાર સર થોમસ હિસ્લોપ તથા સર જોન મેલકમે માહીદપુર આગળ મરેઠાને હરાવ્યા. ઈ. સ. ૧૮૧૭.

મંદેસરની સલાહની સરતોઃ—(૧) હોલકરના મુલકનો ઘણો ભાગ અંગરેજને આપવો (૨) હોલકરના રાજ્યમાં અંગરેજનું લશ્કર રાખવું. (૩) બધી વાસ્તવિક સત્તા અંગરેજના હાથમાં આપવી.

કર્કિ આગળથી બાજીરાવ પેશ્વા નાઠો ત્યાર પછી તે પુના લેવાના વિચારથી પાછો આવ્યો, એ વાત સાંભળી સેરૂરમાંથી અંગરેજનું લશ્કર પુના તરફ ત્યાંની ગેરીસનની મદદે જવા સારૂ નિકળ્યું. એ લશ્કરનો સરદાર કેપટન સ્ટોનસ્ટન હતો.

**કોરેગામનું યુદ્ધ.** અંગરેજનું લશ્કર કોરે ગામ આગળ આવ્યું ત્યાં તેમણે મરેઠાનું મોટુ લશ્કર દીઠું, અને તે ઠેકાણે ભારે યુદ્ધ થયું; અને મરેઠાના લશ્કરમાં આરબ લોક હતાં, તેઓએ ઘણું કઠણ યુદ્ધ કીધું, તોપણ આખરે અંગરેજની ફતેહ થઈ. ઈ. સ ૧૮૧૮.

**આશ્ટીનું યુદ્ધ.** કોરેગામ આગળ હાર થયા પછી પેશ્વા અને બાપુ ગોકલા નામનો પ્રાક્રમી સરદાર લશ્કર લઇ આશ્ટિ આગળ આવી પોહોચ્યા. આ ઠેકાણે ભારે યુદ્ધ થયું, તેમાં બાપુ ગોકલા માર્યો ગયો, અને મરેઠાનું લશ્કર તમામ વિખેરાઇ ગયું. પેશ્વા ઠેકાણે ઠેકાણે નાસતો ગયો, અને આખરે અંગરેજના સરદાર મેલકમને તે શરણ થયો. ઈ. સ. ૧૮૧૮ના જુન માંસની ત્રીજી તારીખે પેશ્વા સર જોન

મેલકમને શરણ થયો. પછી સર જોન મેલકમનો પેશ્વા વિશેનો ઠરાવ લોર્ડ હેસ્ટિંગ્સે બહાલ રાખી કાનપુર પાસે બિથુર શેહેરમાં તેને રાખ્યો; અને વરશ દહાડે ૮ લાખ રૂપીઆની નેમણુક કરી આપી. આ ઠેકાણે પેશ્વા જીવતા સુધી રહયો, તેમજ પેશ્વાનો માનીતો ત્રંબકજી નાસકમાંથી પકડાયો, તેને અંગરેજે કાશી પાસેના ચુનારગઢના કિલ્લામાં રાખ્યો. અંગરેજે પેશ્વાની ગાદી કાહાડી નાંખી, ને શિવાજીની ઓલાદના એક જણને સતારાની ગાદી ઉપર બેસાડયો; અને તેને પોતાના તાબા તથા રક્ષણમાં રાખ્યો. ઇ. સ. ૧૮૧૮.

આપણે પાછલા પ્રકરણમાં આવી ગયું છે કે, આપાસાહેબે અંગરેજ સાથે લડાઈ કીધાં છતાં ત્યાંના રેસીડન્ટે એને ગાદી ઉપર કાયમ રાખ્યો હતો, પણ જેવી એને ગાદી મળી તેવી તેણે પેશ્વા તથા પિંઢારા સાથે કાગળ પત્રથી ખટપટ ચલાવવા માંડી, એ વાતની રેસીડન્ટને ખબર પડી એટલે તેણે આપા સાહેબને પાછો પકડી પ્રયાગ મોકલી દીધો. રસ્તામાંથી તે નાઠો અને માહાદેવના પાહાડમાં તે ભરાઇ બેઠો. પણ અંગરેજનું લસ્કર ત્યાં આવ્યું, ત્યારે તે આસીરગઢના કિલ્લામાં પેઠો. એ કિલ્લો સિંધિઆના તાબાનો હતો, તોપણ તેના સરદારને એ કિલ્લો અંગરેજને સ્વાધીન કરવો પડયો; પણ આપાસાહેબ ત્યાંથી નાસી પંજાબ ગયો. આખરે રઝળતો રખડતો જોધપુરના રાજાના મુલકમાં આવીને રહયો, અને પછી તે સુધરેલો માલમ પડયો, તેથી તેને ત્યાં રેહેવા દીધો. અંગરેજે નાગપુરની ગાદી તેના બાજીરાવ નામના વારસને આપી, પણ ખરી હકુમત અંગરેજે પોતાના હાથમાં રાખી. ઈ. સ. ૧૮૧૯.

પિંઢારા સાથે લડાઇ.

ઉપર પ્રમાણે મરેઠા સાથે લડાઈ પુરી થઇ, તે પેહેલાં પિંઢારાને પણ અંગરેજે દફે કીધાં હતાં. તેની પાછળ અંગરેજનું લશ્કર લાગ્યુંજ રહ્યું હતું.

આખરે પિંઢારાનું લશ્કર વિંખેરાઇ ગયું, અને કરીમખાં વગેરે કેટલાક અંગરેજને શરણ થઇ ગયાં; તેઓને કંપનીના મુલકમાં રાખ્યાં, અને કરીમખાં જ્યાંસુધી જીવ્યો ત્યાંસુધી જમીન બેઠા ખાતો. પિંઢારાનો ચિતુ નામના સરદારને નાસતા નાસતા વાઘે મારી નાંખ્યો, અને તેથી પિંઢારા સાથે લડાઇનો પણ અંત આવ્યો. એ રીતે અંગરેજે મરેઠાની જડ મુળ કાહાડી નાંખી.

# પ્રકરણ ૨૦ મું.

## બ્રહ્મી લોક સાથે પેહેલી લડાઈ.

ઈ. સ. ૧૮૨૩ માં લોર્ડ હેસ્ટિંગ્સ ઇંગ્લાંડ ગયો તેની જગાપર લોર્ડ આમહર્સ્ટ ગવર્નર જનરલ થઈ આવ્યો. બ્રહ્મી લોક સાથે લડાઈ થવાના ચાર કારણો હતાં—(૧) બ્રહ્મી લોકે આસામ જીતી લઈ અંગરેજના કેટલાક મુલકની ખાગી કીધી હતી. (૨) તેઓએ શાપુરીમાંનું અંગરેજનું લશ્કર હાંકી કાહાડી તે બેટ સર કર્યો. (૩) કેટલાકે અંગરેજના સિલોન મુકામ ઉપર ધસારો કર્યો. (૪) શાપુરીથી થોડેક છેટે સોફાયા નામના અંગરેજી વહાણના ખલાસીઓને તથા તેના કપતાનને દગાથી કેદ કીધાં. આ રીતે બ્રહ્મી લોક અંગરેજની સામે થયાં. ઇ. સ ૧૮૨૪.

અંગરેજના સરદાર કેમ્પબેલે ઇરાવતી નદીના મુખ આગળથી બ્રહ્મી લોકના તાબાના મુલક ઉપર ચઢાઇ કરી અને પેહેલ વેહેલા "રંગુન અને કેમેન્ડાઇન" જીતી લીધાં. આ ખબર બ્રહ્મી લોકના રાજાને થવાથી તેણે થેકિયાવોંગી નામના સરદારને લશ્કર આપી અંગરેજની સામો મોકલ્યો. તેણે અંગરેજના તાબાના ડેગોન નામના દેવાલય ઉપર હુમલો કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહીં; તેથી તેણે જંગલમાં નાસી જવું પડ્યું. આ ઉપરથી તે રાજાએ સુમ્બાવોંગીને સરદારી આપી મોકલ્યો, તેને પણ અંગરેજના સ-

રદાર કેમ્પબેલે હરાવ્યો; અને રંગુન પાસેના સિરિયામ તથા ડાલા નામના ગામો જીતી લીધાં. આ સીવાય કર્નલ ગોડવીને માર્ટાબાન જીતી લીધું, અને કર્નલ માઇલ્સે ટીનાસરીમમાંના ટેન્હોય અને મરગિ જીતી લીધાં. આ હાર થવાથી તે રાજાએ બાંદુલા નામના એક પ્રાક્રમી સરદારને અંગરેજ સામુ લડવાને મોકલ્યો, તેને પણ ઈ. સ. ૧૮૨૪ માં અંગરેજે હરાવ્યો.

ડોનાબ્યુનું યુદ્ધ. ડોનાબ્યુ આગળ અંગરેજના સરદાર કોટનને બાંદુલાએ હરાવ્યો, પણ પાછળથી કેમ્પબેલે આવી બાંદુલાને તેજ જગ્યાએ હરાવ્યો, આ ઠેકાણે બાંદુલાને ગોળી વાગવાથી તે મરણ પામ્યો. ઈ. સ. ૧૮૨૫.

આ લડાઈ થયા પછી કેમ્પબેલે ડોનાબ્યુ અને પ્રોમ શેહેરો સર કર્યાં, અને બંગાળેથી આવેલા બીજા લશ્કરે આરાકાનનો મુલક જીતી લીધો. ઈ. સ. ૧૮૨૬માં કર્નલ આર્કિબોલ્ડે મેલૂન શેહેર જીતી લીધું.

પેગામનું યુદ્ધ. પેગામ આગળ અંગરેજ અને બ્રહ્મી લોક વચ્ચે લડાઇ થઈ તેમાં બ્રહ્મી લોક હાર્યાં.

બ્રહ્મી લોક સાથે સલાહ:—આ સલાહથી બ્રહ્મી લોકના રાજાએ આસામ, કક્કર, જિંટિયા, મણીપૂર, આરાકાન અને ટીનાસરીમ અંગરેજને આપવા તથા ત્રણ હફતે એક કરોડ રૂપીઆ આપવા તથા બીજો હફતો ભરતા લગી રંગુન અંગરેજના હાથમાં રાખવું એવો કોલ થયો હતો.

ભરતપુરનો રાજા ઇ. સ. ૧૮૨૫માં ગુજરી ગયો, તેની જગા ઉપર તેનો પુત્ર બળવંતસીંગ ગાદીએ બેઠો, પણ તે બાલ્યાવસ્થામાં હતો તેથી તેના કાકાનો પુત્ર દુર્જનસાલે તેને ઉઠાડી મુકી પોતે ગાદી ઉપર બેઠો. આ ઉપરથી ત્યાંના રેસીડન્ટ સર ડેવીડ ઓક્ટર્લોનીએ બળવંતસીંગનો પક્ષ કરી દુર્જનસાલ સામે એક ફોજ મોકલી, પણ આ રેસીડન્ટનું કામ સરકારે નામં

જુર રાખ્યું, તેથી તેણે રાજીનામું આપ્યું. આ પછી દુર્જનસાલના ભાઇએ તથા તેની રૈયતે ફિતુર કર્યું. આ ફિતુર શાંત કરવાને અંગરેજે લોર્ડ કોમ્બર્મિઅરને મોકલ્યો, તેણે ઇ. સ. ૧૮૨૬માં ભરતપુરનો કિલ્લો જીતી લઈ, દુર્જનસાલને કેદ કીધો.

---

# પ્રકરણ ૨૧ મું.

## લોર્ડ વિલ્યમ બેન્ટીકની સુબાગીરી તથા અફગાનીસ્તાનમાં ચાલેલી લડાઈ.

લોર્ડ આમ્હર્સ્ટ ઈ. સ. ૧૮૨૮ માં ઇંગ્લાંડ ગયો અને તેની જગો ઉપર લોર્ડ વિલ્યમ બેન્ટીક એજ સાલમાં આવ્યો. એના વખતમાં મુખ્ય ત્રણ હકીકતો બની:—(૧) કુર્ગનો રાજા કંપની સાથે ગેર મુનાસબ રીતે ચાલ્યો તથા પોતાની રૈયત ઉપર જુલમ કર્યો, તેથી તે મુલક અંગરેજે તેની પાસેથી જીતી લીધો. (૨) હિંદુસ્તાનમાંથી સતી થવાનો રીવાજ બંધ કીધો. ઈ. સ. ૧૮૨૯. (૩) કંપની અત્યારસુધી હિંદુસ્તાનમાં હકુમત તથા વેપાર બે કરતી હતી તેમાંથી વેપાર કરવાનો હક પાર્લમેન્ટે લઈ લીધો. ઇ. સ. ૧૮૩૩.

અફગાનીસ્તાનમાં અંગરેજે લડત ચલાવી તે પેહેલા શાહસુજા જે ત્યાંનો હાકેમ હતો, તેને તેના ભાઇ મહમદે ગાદી ઉપરથી ઉઠાડી મુકયો; તેથી તે હિંદુસ્તાનમાં આવી રહયો હતો. મહમદને તેના વજીર ફતેહખાનની મદદથી ગાદી મળેલી હતી, તે છતાં મહમદે તેને મારી નાંખ્યો, તેથી ફતેહખાનના દોસ્ત મહુમદ વગેરે ભાઇઓએ તેનું વેર લઇ, મહમદ પાસે ફકત હીરાત શેહેર રેહેવા દઈ બાકીનો બધો મુલક જીતી લીધો. મહમદ મરી ગયો ત્યાર પછી હીરાટની ગાદી ઉપર એનો છોકરો કામરાન બેઠો.

**લોર્ડ ઓકલાન્ડ.** આ ઉપરથી નવા ગવર્નર જનરલ લોર્ડ ઓકલાન્ડે દોસ્ત મહમદ સાથે સલાહ કરવા પોતાનો વકીલ મોકલ્યો, પણ તેણે સલાહ કીધી નહીં. વળી ઇરાનના બાદશાહે તેની દરબારમાં રેહેનાર અંગરેજ તરફના વકીલનું અપમાન કીધું, તથા હીરાટ શેહેર ઉપર લશ્કર મોકલ્યું. એ રીતે અફ્ગાનીસ્તાન તથા ઇરાનના રાજા રૂશિઅન લોકને અનુકુળ થવાથી લોર્ડ ઓકલાન્ડે જોયું કે, અફ્ગાનીસ્તાનના રાજા સાથે સંપ નહી હોય તો, રૂશિયન લોક તરફથી હિંદુસ્તાનને હરકત પોહોંચશે તેથી હિંદુસ્તાનની અંગરેજ સરકારે ઇ. સ. ૧૮૩૮ માં અફ્ગાનીસ્તાનના રાજ્યભ્રષ્ટ થયલા હાકેમ શાહસુજા તથા લાહોરના રાજા રણજીતસીંગ સાથે કોલકરાર કરી અફ્ગાનીસ્તાન ઉપર ચડાઈ કરવાનો તથા શાહસુજાને ત્યાં પાછો ગાદી ઉપર બેસાડવાનો નિશ્ચય કર્યો; તેમ કરવાથી અફ્ગાનીસ્તાનમાં લડાઇ જાગી.

**અફ્ગાનીસ્તાન ઉપર ચડાઇ.** અંગરેજ સરકારે બંગાળા તથા મુંબઇની પોતાની ફોજ તથા શાહસુજાની ફોજને જોડી દઇ, તેનો સરદાર જોન કીનને બનાવી અફ્ગાનીસ્તાન ઉપર લડાઇ કરવા તે ફોજ મોકલી. એ ફોજે ગિઝની આગળ યુદ્ધ કરી તે શેહેર લીધું, તથા કાબુલ જઇ તે શેહેર પણ લીધું, અને તેથી દોસ્તમહમદને નાસી જવું પડયું. પછી શાહસુજાને કાબુલમાં ગાદીએ બેસાડી વિલ્યમ મેકનોટનને ત્યાં વકીલ તરીકે મુકયો, તથા થોડી ફોજ ત્યાં રાખી, સર જોન કીન બાકીની ફોજ લઇ પાછો હિંદુસ્તાનમાં આવ્યો.

**પર્વાનનું યુદ્ધ.** દોસ્ત મહમદ અફ્ગાન સરદારોને લઇ પોતાનો મુલક પાછો લેવા આવ્યો, અને પર્વાન આગળ મોટું યુદ્ધ થયું, તેમાં અફ્ગાન લોક હાર્યા અને દોસ્ત મહમદને આખરે શરણ થઈ જવું પડયું. ઇ. સ. ૧૮૩૯.

ઇ. સ. ૧૮૪૦માં શાહસુજાના કેટલાક સરદારોએ કાબુલ

જય ફિતુર ઝમાવ્યું. સર રોબર્ટ સેલ નામનો અંગરેજનો નામાંકિત સરદાર તેમની સામા ગયો, અને તેમને હરાવી જલાલાબાદ શેહેરમાં લશ્કર લઇ આવ્યો. પણ અફ્ગાન લોકે તે શેહેરને ઘેરો ઘાલ્યો, અને રોબર્ટ સેલે બે વર્ષ લગી તેમાં રહી ઘણી બહાદુરીથી લડયા કીધું. કાબુલમાં પણ તેજ પ્રમાણે અફ્ગાનોએ બંડ ઉઠાવ્યું. તેઓએ શાહસુજાનો ખજાનો લુંટયો, કેટલાક અંગરેજને મારી નાંખ્યા તથા બે કિલ્લા લઇ લીધા.

**લોર્ડ એલનબરો.** ઇ. સ. ૧૮૪૧માં લોર્ડએલનબરો બારમો ગવર્નર જનરલ થઇને આવ્યો. તેણે જનરલ પોલક તથા નોટને અફ્ગાનીસ્તાનપર લશ્કર આપી મોકલ્યા. જનરલ પોલક ગંડેમક, જગદલક અને ટેઝીન આગળ અફ્ગાન લોકને હરાવી, કાબુલમાં આવ્યો. તેમજ જનરલ નોટે ગિઝની લઇ લીધું. એ રીતે અંગરેજે પાછી ફતેહ મેળવી. પણ શાહસુજાને એનાજ કોઇ સુબાએ મારી નાંખ્યો, તેથી અંગરેજનું લશ્કર પાછું અફ્ગાનીસ્તાનમાં આવ્યું ઈ. સ. ૧૮૪૨.



# પ્રકરણ ૨૨મું.

## સિંધ અને ગ્વાલીયરની લડાઈ.

અફ્ગાનની લડાઇ વખતે અંગરેજનુ લશ્કર સિંધ થઇને કાબુલ ગયું હતું, તે વખતે સિંધના અમીરોએ પોતાની શરત તોડી, અંગરેજની સામા થયા હતા. આ ઉપરથી અંગરેજના રેસિડન્ટ મેજર આઊટરામ મારફત ઘણી આકરી સરતો વાળું સંધિપત્ર થયું, તેથી તેઓએ ગુસ્સે થઈ રેસિડન્ટના બંગલા ઉપર હુમલો કર્યો.

**મિઆની અને હૈદ્રાબાદનાં યુદ્ધો.** ઈ. સ ૧૮૪૩માં સર ચાર્લ્સ નેપિયરે મિઆની અને હૈદ્રાબાદ આગળ બે મોટાં યુદ્ધ કરી, સિંધ લોકોને તદન હરાવ્યા. આ બે યુ-

દ્ધોમાં બલુચી લોકો બહુ પ્રાક્રમથી લડયા પણ અંતે તેઓને પાછા ફરવું પડયું.

શીર મહમદ તથા શાહ મહમદ નામના બે અમીરોએ જુજ લડત ચલાવી એટલામાં શીર મહમદને મેજર જેકોબે હરાવ્યો તેથી તેને નાસી જવું પડયું, અને શાહ મહમદ કેદ પકડાયો તેથી આખું સિંધ અંગરેજના હાથમાં આવ્યું; અને તે પોતાની હકુમત તળે રાખી, સર ચાર્લસ નેપિયરને ત્યાંનો કમીશ્નર બનાવ્યો. ઈ. સ. ૧૮૪૩.

દોલતરાવ સિંધીઆ જેની સાથે જનરલ વેલસ્લિએ તથા લોર્ડ હેસ્ટિંગ્સે સલાહ કીધી હતી, તે ઈ. સ. ૧૮૨૭માં મરી ગયો હતો, તેની ગાદી ઉપર એક દત્તક બેસાડયો હતો, તે પણ ઇ. સ. ૧૮૪૩માં મરી ગયો. તેની જગોપર એક દત્તક કરેલા છોકરાને બેસાડયો હતો, પણ તેની તથા રાણીની ઉમર નાની હોવાથી ત્યાંનો રાજ્યકારભાર રેસીડન્ટના પસંદ કરેલો મામા સાહેબ ચલાવતો હતો. મામા સાહેબ અંગરેજ સરકારને અનુકુળ રહી ચાલતો હતો, તેથી તે મહારાણીને પસંદ પડયો નહીં. આ કારણને લીધે તેની પાસેથી કારભાર છીનવી લઈ દાદાખાસજી વાલાને સોંપ્યો. આથી ગવર્નરને ઘણું માઠું લાગ્યું, અને ગ્વાલીયર ઉપર ચઢાઇ કરવાનું ઠરાવ્યું.

લોર્ડ એલનબરોએ સર હ્યુગફને લશ્કર આપી ગ્વાલીયરના મુલકમાં મોકલ્યો; અને પોતે જાતે પાછળથી આવી રાજા સાથે એકાંત મળવાનું ઠરાવ્યું; પણ તે ઠેરવેલ વખતે આવ્યો નહીં, ત્યારે યુદ્ધને સારૂ લશ્કરને હુકમ કર્યો.

માહારાજપુર તથા પનિયારનાં યુદ્ધો.

આ વાત રાજાએ સાંભળી ત્યારે બાપુ સિતાવલીને સલાહ કરવા મોકલ્યો, પણ તેણે એમ કર્યું નહીં; અને હ્યુગફ સાથે માહારાજપુર આગળ ભારે યુદ્ધ કરી ઘણા અંગરેજોને મારી નાંખ્યા,

પણુ આખરે અંગરેજની ફતેહ થઇ. બીજી લડાઈ પનિયાર આગળ થઇ, તેમાં અંગરેજના સરદાર ગ્રેએ મરેઠાને હરાવ્યા.

આ બે યુદ્ધોમાં હાર્યાથી માહારાજ તથા માહારાણીએ નિચેની પાંચ શરતો કબુલ કીધી (૧) માહારાજ લાયક ઉમરનો થાય ત્યાં સુધી એક સભા કારભાર ચલાવે. (૨) તે સભા રેસિડન્ટની સલાહ પ્રમાણે ચાલે. (૩) લશ્કર નાનું રાખે. (૪) અંગરેજનું લશ્કર ગ્વાલીયરમાં રહે તેનો ખરચ ગ્વાલીયરના રાજાની વસુલાતમાંથી આપવો. (૫) માહારાણીના ખરચને માટે પૈસા આપવા ઘટે તે આપવા પણુ તેની પાસે કંઈ અખત્યાર રહે નહીં.

જનરલ હેન્રિ હાર્ડિંજ. સિંધ અને ગ્વાલીયરની લડાઇમાં લોર્ડ એલનબરોની વર્તણુક કોર્ટ ઓવ ડાઇરેક્ટરોને નાપસંદ પડવાથી ઈ. સ. ૧૮૪૪માં તેને ઇંગ્લાન્ડ બોલાવી લીધો, અને એજ સાલમાં તેની જગોપર સર. હેન્રિ હાર્ડિંજ આવ્યો.

# પ્રકરણ ૨૩ મું.

## શિખ લોકની હકીકત.

આપણે ગુજરાતી છઠી ચોપડીમાં આવી ગયું છે કે શિખ લોક ઈ. સ. ની સોળમી સદીમાં મેદાન પડયા હતા. ઇ. સ. ૧૮૪૫માં દલપતસિંગ નામે નાની ઉમરનો છોકરો શિખ લોકનો રાજા હતો. આ વખતે રાજનું કામ તેની મા ચલાવતી હતી, અને પ્રધાનનું કામ ગુલાબસિંગ નામે એક બળવાન સરદાર ચલાવતો હતો.

ઉપર લખ્યા પ્રમાણે પંજાબમાં જ્યારે અવ્યવસ્થા ચાલતી હતી, ત્યારે શિખ લોકના લશ્કરે હિંદુસ્તાન માંહેલા અંગરેજના મુલક ઉપર હુમલો કરવાનો વિચાર કીધો. માહારાજ દલપતસિંગની માએ એ વિચારને ઉત્તેજન આપ્યું, અને તેથી

અંગરેજ અને શિખ્ખ વચ્ચે પેહેલી લડાઈ જાગી. ઈ. સ ૧૮૪૫. સર હેન્રિ હાર્ડિંજે એ વાત સાંભળી ત્યારે લુધિયાના અને ફીરોજપૂરમાં અંગરેજનું લશ્કર રેહેતું હતું, ત્યાં બીજુ લશ્કર મોકલ્યું; તથા અંબાલામાં સર હ્યુ ગફના હાથ નિચે લશ્કર હતું, તેને પણ જલદી જવાનો હુકમ કર્યો. પછી નિચે પ્રમાણે ચાર મોટાં યુદ્ધ થયાંઃ—(૧) મુડકીનું યુદ્ધ ઇ. સ. ૧૮૪૫. આ ઠેકાણે હ્યુ ગફ અંગરેજનો સરદાર હતો, એમાં અંગરેજ જીત્યા, પણ જલાલાબાદમાં પ્રાક્રમ કરનાર સર રોબર્ટ સેલ તથા તે શીવાય ઘણા માણસો માર્યા ગયા. (૨) ફિરોજપૂર આગળ એજ સાલમાં યુદ્ધ થયું. એમાં સર હ્યુ ગફ તથા સર જોન લીટલર અને તે શીવાય સર હેન્રિ હાર્ડિંજ વગેરે સરદાર હતા. શિખ્ખ લોકની તરફ તેજસિંગ સરદાર હતો એમાં પણ અંગરેજો જીત્યા, પણ તેમનાં ઘણાં માણસો માર્યા ગયા. (૩) આલીવાલ આગળ ઇ. સ. ૧૮૪૬માં યુદ્ધ થયું. આ ઠેકાણે હેન્રિસ્મિથ અંગરેજનો સરદાર હતો, એમાં પણ અંગરેજ જીત્યા. (૪) એજ સાલમાં સોબ્રેઓન આગળ યુદ્ધ થયું. અંગરેજ તરફ ઉપર કહેલા ચારે સરદારો હતા; આ ઠેકાણે શિખ્ખ લોક છેક હારી ગયા.

સોબ્રેઓન આગળ જીત થયા પછી અંગરેજનું લશ્કર શિખ્ખ લોકની રાજધાની લાહોર લેવા ગયું, તેથી માહારાજે ગુલાબસિંગને સલાહનું કહેણ લઈ મોકલ્યો, અને પછી પોતે જાતે ગવર્નર જનરલને મળવા ગયો. આખરે સલાહના કોલકરાર થયા તેની શરતોઃ—શિખ્ખ લોક અંગરેજને લડાઇનો ખરચ તથા સતલજ અને બીઆ નદી વચેનો મુલક આપે, લશ્કરને રજા આપે તથા તમામ તોપો અંગરેજને આપી દે. પછી સર હેન્રિ હાર્ડિંજ પાછો કલકત્તે ગયો. ઈ. સ. ૧૮૪૭.



# પ્રકરણ ૨૪ મું.

## પંજાબ સાથેની બીજી લડાઈ.

## શીખ લોક સાથેની બીજી લડાઈ.

લોર્ડ ડેલ્હૌસી ઈ. સ. ૧૮૪૮માં હેન્રિ હાર્ડિંજ ગયા પછી લોર્ડ ડેલ્હૌસી ગવર્નર જનરલ થયો.

લાલા મુલરાજ નામનો એક શિખ સરદાર મુલતાનનો સુબો હતો, તે લાહોરમાંના શિખ લોક સાથે તે શેહેરમાં જે અંગરેજની ફોજ રેહેતી હતી, તેને કાહાડી મુકવા બાબત ખટપટ ચલાવતો હતો. આ વાતની અંગરેજ સરકારને ખબર પડવાથી તેઓએ મુલરાજની જગો ઉપર ખાનસિંગને નિમી મી૦ વાન્સ એગન્યુ તથા એન્ડરસન નામના બે અંગરેજને બે વકીલ બનાવી તેની સાથે મોકલ્યા. મુલરાજ પેહેલાં તો સામો થયો નહીં, પણ બીજે દહાડે બન્ને અંગરેજી વકીલો ઉપર હુમલો કરી તેઓને ઘાહેલ કર્યા, ને આખરે તેઓને મારી નાંખ્યા. આ શિવાય લાહોરમાં પણ ખટપટ ચાલતી હતી તેથી અંગરેજે લડાઈ કરવાનો નિશ્ચય કર્યો. ઈ. સ. ૧૮૪૮.

અંગરેજ સરકારે શેરશીંગ નામના એક શિખ સરદારને લશ્કર આપી મુલતાન તરફ મોકલ્યો, તથા એડવર્ડીસ પણ ત્યાં જઈ પોહોચ્યો અને નીચે પ્રમાણે ત્રણ હકીકતો બની.

(૧) એડવર્ડીસે ચીનાબ નદી ઉપર સદુસામ આગળ મુલરાજ સાથે યુદ્ધ કર્યું, અને કર્નલ કોર્ટલાંડની મદદથી તેને હરાવ્યો. (૨). જનરલ વ્હિશ મુખ્ય સેનાધિપતી થઈને આવ્યા પછી મુલતાનને ઘેહેરો ઘાલ્યો, પણ શેરશીંગ દુશ્મનોને મળી ગયો; તેથી તેને ઘેરો ઉઠાવવો પડયો. (૩) સર હ્યુ ગફ આ વખતે લોર્ડ ગફ થયો હતો, એને અંગરેજ સરકારે મોકલ્યો તેથી એણે રા-

મનગર આગળ શેરશીંગ તથા ચતુરસીંગ સાથે યુદ્ધ કીધું, તેમાં શિખ લોક હાર્યા પણ આખરે અંગરેજને પાછું હઠવું પડયું હતું.

ઈ. સ. ૧૮૪૯ માં પણ ત્રણ બીના બની હતીઃ—(૧) ચીલીઅનવાળાનું યુદ્ધ. આ ઠેકાણે ભારે યુદ્ધ થયું હતું, બેઉ તરફમાં ઘણાં માણસ માર્યા ગયા; અને લોર્ડ ગફે ફતેહ તો મેળવી પણ તે નિરૂપયોગી થઈ પડી કારણ કે દુશ્મનની પાછળ જવાયું નહીં. (૨) જનરલ વ્હિશે પાછો મુલતાનને ઘેરો ઘાલી તે શેહેર લઈ લીધું. (૩). ગુજરાત આગળ છેલ્લું યુદ્ધ થયું. આ ઠેકાણે પણ શિખ લોકનો સરદાર શેરસિંગ હતો તથા તેની મદદે અફગાનીસ્તાનના દોસ્ત મહમદનો એક છોકરો કેટલાક અફગાન લોકને લઇને આવ્યો હતો, અને અંગરેજના લશ્કરમાં લોર્ડ ગફ તથા જનરલ વ્હિશ મુખ્ય સરદારો હતા. આ ઠેકાણે અંગરેજની મોટી ફતેહ થઇ. ઈ. સ. ૧૮૪૯.

ગુજરાતના યુદ્ધમાં હાર થયા પછી બધા મોટાં શિખ સરદારો અંગરેજને શરણ થઇ ગયા ને અંગરેજ સરકારે પંજાબનો મુલક પોતાના રાજમાં જોડી દીધો. ઈ. સ. ૧૮૪૯.

**બ્રહ્મી લોક સાથે બીજી લડાઈ.** બ્રહ્મદેશના રંગુનના હાકેમે અંગરેજના બે વહાણના સરદાર ઉપર જુલમ કર્યો તેથી લોર્ડ ડલુસી ના હુકમથી કોમોડોર લેમબર્ટે લશ્કર લઈ રાજા પાસે જવાબ માગ્યો. તેણે આગલા રંગુનના સુબાને મોકુફ કરી બીજો નિમ્યો, પણ તે બીજો સુબો પણ પેહેલાના કરતાં વધારે ગેરમુનાસબ રીતે વર્તો, તેથી કોમોડોર લેમબર્ટે પેગુ માહેલા બંદરમાં જવા આવવાના રસ્તા ઉપર લશ્કર મુક્યું, અને તે રસ્તા બંધ કર્યા તથા બ્રહ્મદેશના રાજાનું એક લડાઈનું નાહાનું વહાણ પકડયું અને બીજા રંગુનના સુબાની વર્તણુકનો જવાબ બ્રહ્મદેશના રાજા પાસે માગ્યો. બ્રહ્મદેશના રાજાએ એનો જવાબ નહીં આપ્યો તેથી અંગરેજે લડાઈ શરૂ કીધી. ઇ. સ. ૧૮૫૨

ઈ. સ. ૧૮૫૨માં લોર્ડ ડેલ્હૌસીએ જનરલ ગોડવીનને લશ્કર આપી મોકલ્યો, તેણે આવતાં વારને માર્ટાબાન, રંગુન વગેરે શેહેરો લઇ લીધાં. જનરલ મેડવીને પ્રોમ શેહેર તાબે કર્યું, અને આખરે પેગુનો તમામ મુલક અંગરેજના હાથમાં આવ્યો; અને અંગરેજે તે મુલક પોતાના રાજ સાથે જોડી દીધો. ઈ. સ. ૧૮૫૫. બ્રહમદેશના રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મુકયો અને તેનો ભાઈ ગાદી ઉપર બેઠો, તેણે નિચે લખ્યા પ્રમાણે સલાહ કરી:—પેગુમાંથી પોતાનું લશ્કર બોલાવી લેવું, તથા અંગરેજ કેદીઓને અંગરેજને હવાલે કરવા.



# પ્રકરણ ૨૫મું.

## કંપનીના મુલકમાં વધારો તથા ૧૮૫૭ના બળવા વિશે

નિઝામના મુલકમાં જે લશ્કર રેહેતું હતું, તેનો પગાર ઘણી મુદત થયાં ચઢી ગયો હતો, તેથી ઈ. સ. ૧૮૫૪માં નિઝામ સાથે નવો કોલ થયો; અને તે કોલ પ્રમાણે હેદ્રાબાદની ઉત્તર તથા પશ્ચિમ તરફનો કેટલોક મુલક અંગરેજના હાથમાં આવ્યો. નાગપુરનો રાજા મરી ગયો અને તેને કંઈ સંતાન નહોતું, તેથી અંગરેજ સરકારે નાગપુરનો મુલક પણ ઇ. સ. ૧૮૫૪માં પોતાની હકુમતમાં લીધો. ઇ. સ. ૧૮૦૧માં અયોધ્યાના નવાબ સાથે કોલકરાર થયાની વાત આવી ગઇ છે, પણ ત્યાં અવ્યવસ્થિત રીતે રાજ ચાલતું હતું, તેથી લોર્ડ ડેલ્હૌસીએ ઇંગ્લાંડથી મંજુરીયાત મંગાવી તે મુલક પણ અંગરેજની હકુમત નીચે લીધો. ઇ. સ. ૧૮૫૫.

લોર્ડ કેનીંગ. ઈ. સ. ૧૮૫૭માં લોર્ડ ડેલ્હૌસીની જગાએ લોર્ડ કેનીંગ ગવર્નર જનરલ થઇને આવ્યો. લોર્ડ ડેલ્હૌસીના વ-

અંતમાં રેલવે, તથા મુંબાઇ, મદ્રાસ અને કલકત્તા વચ્ચે તાર થયાં; અને તે સીવાય કેટલાએક લોકોપયોગી કામો થયાં હતાં.

**ઇ. સ. ૧૮૫૭ ના બળવાવિશે**

એ મોટો બળવો ઉઠાવનાર બંગાળા પ્રેસીડન્સીમાંના દેશી સીપાઇઓ હતા. અને તેમને આશ્રય આપનારા દિલ્હિનો મોગલ બાદશાહ બાહાદુરશા જાફરખાન, જે પેનશનપર દિલ્હિમાં રેહેતો હતો તે, બાજીરાવ પેશ્વાના દત્તક પુત્ર નાનાસાહેબ, તાતીઆ ટોપી, ઝાંસીની રાણી, અયોધ્યાની બેગમ, અને દિલ્હિના બાદશાહનો છોકરો ફીરોજશાહ હતા.

**બલવો ઉઠાવવાનું કારણ.**

દેશી રાજાના દત્તક પુત્રોને ગાદી ન મળે એવો ઠરાવ અંગરેજે કર્યો હતો, અને તેથી અયોધ્યાને અંગરેજે તેઓના રાજ્ય સાથે જોડી દીધું હતું. (૧) હિંદુઓની ન્યાતો તોડી તેમની પાસે તથા મુસલમાનની પાસે બળાત્કારે ખ્રિસ્તિ ધર્મ પળાવવાનો અંગરેજ સરકારનો વીચાર છે, એવી અફવા ચાલી રેહેવાથી ગંગા અને જમના નદીની આસપાસના મુલકની રૈયત અંગરેજી રાજ્યપર બહુ નારાજી થઇ હતી; તેમાં જે લોક અંગરેજ સરકારનું રાજ જાય એમ ઇચ્છતા હતા, તેઓ ગામેગામ ચિઠિ લખી લોકને ઉશ્કેરતા હતા, આની અસર બંગાળાના દેશી સીપાઇઓપર ઘણીજ થઇ, કારણ તેઓ જાતે ઉંચી જાતના અને અયોધ્યાના હતા. (૨) કાત્રિજ એટલે ચરબી લગાડેલી ચામડાની ટોટીઓ દાખલ કરવાનું કહ્યું. તેમાં ગાય અને ડુક્કરની ચરબી આવે છે; તેથી તેઓનો વટાલ થશે એમ ધારી તેઓએ ઠેકાણે ઠેકાણે બળવો ઉઠાવ્યો.

**એ બળવો ઉઠાવવાની મુખ્ય જગા.**

એ બળવો આખા હિંદુસ્તાનમાં પસરી ગયો હતો પણ તેમાં પાંચ જગા મુખ્ય હતી—(૧) બરાનપોર, (૨) મીરત (૩) દિલ્હિ (૪) લખનોર (૫) કાનપોર.

ઈ. સ. ૧૮૫૭નાં ફેબ્રુઆરી માસની તા૦ ૨૭મીએ એ

વાત બરાનપુરમાં માલમ પડી. દેશી લશ્કરી સીપાઇઓને (કાત્રિ-જ) કારતુસ આપવા માડયાં તે લેવાની તેઓએ ના પાડી તેથી તે પલટણને બરેકપુર લઈ જઈ રજા આપી, તથા બરેકપુરમાં રેહેનારી બીજી પલટણના ઘણા માણસને રજા આપી. વળી મીરતની પલટણના કેટલાક સીપાઇઓને (કાત્રિજ) કારતુસ નહીં લેવાથી કેદની શિક્ષા થઈ હતી. પણ જ્યારે તેઓને તે પ્રમાણે શિક્ષા કરવાને કાહાડયા ત્યારે ત્યાંના સઘળા દેશી લશ્કરી સીપાઇઓએ બળવો ઉઠાવ્યો ને ત્યાંના તમામ અંગરેજ અમલદાર તથા રેસીડન્ટોને મારી નાંખી, દિલ્હિ તરફ ગયા. ઇ. સ. ૧૮૫૭ના મે માસમાં. દિલ્હિની પલટણ પણ તેઓની સાથે મળી ગઈ, ને બાહાદુરશાહિ સીપાઇઓ પાસે અંગરેજી સરદાર તથા બીજા અંગરેજોને તેઓના બૈરાં છોકરાં સુધાં ઉંઘતાં મારી નંખાવ્યાં. લેફ્ટેનન્ટ વિલબીએ ત્યાંનું દારૂખાનું બળવાખોરોના હાથમાં ન જાય એવી રીતે ફોડી નંખાવ્યું; અને પોતે મીરત નાસી ગયો, જ્યાં તે પણ મરણ પામ્યો. આ વાત સાંભળી નવો કમાન્ડર સર હેન્રિ બર્નાડ તથા જનરલ વિલસન લશ્કર લઇને આવ્યા, અને બળવાખોરોને હરાવ્યા. ચીનહટ આગળ લોરન્સ અને બળવાખોરો વચ્ચે યુદ્ધ થયું તેમાં બળવાખોરો જીત્યા ને લોરન્સને લખનોરમાં ભરાઈ રેહેવું પડયું. બળવાખોરોએ તે શેહેરને ઘેરો ઘાલ્યો, તે જુલાઇથી સપ્ટેમ્બર સુધી રહ્યો, અને તેમાં લૉરન્સ માર્યો ગયો. કાનપોરમાં પણ દેશી સીપાઇઓએ બંડ ઉઠાવ્યું, તેમાં તેમનો સરદાર નાના સાહેબ હતો. એ બાજીરાવનો દત્તક પુત્ર હતો, અને જે પેનશન બાજીરાવને મળતું હતું તે ન મળવાથી તે દુભાયો હતો.

ત્યાર પછી થોડા વખતમાં સઘળા બળવાખોરોનો કાનપોરમાં પરાજય થયો, અને અંગરેજની જીત થઈ—અંગરેજે દિલ્હિ લઇ લીધું, અને બાહાદુરશાહને દેશનિકાલ કર્યો, તથા

તેના છોકરાંઓને મારી નાંખ્યાં. નાના સાહેબ અને બીજા કેટલાક બળવાખોરો નેપાલમાં નાસી ગયાં, અને તાતીઆ ટોપીને ઈ. સ. ૧૮૫૯માં ફાંસીએ દેવામાં આવ્યો, આ રીતે સઘળો બળવો સમી ગયો અને સમાધાન થયું.



## ગવર્નર જનરલોનું વૃત્તાંત.

### (૧) વોરનહેસ્ટિંગ્સ. ૧૭૭૪-૧૭૮૫

એ ચર્ચિલમાં ઈ. સ. ૧૭૩૨માં જનમ્યો હતો. એ ઇ. સ. ૧૭૫૦માં હિંદુસ્તાન આવ્યો, અને કલકતામાં પેહેલ વેહેલી એને કલાર્કની જગા આપવામાં આવી હતી. ઇ. સ. ૧૭૭૨માં એ બંગાળાનો ગવર્નર થયો. બીજે વરસે રેગ્યુલેટીંગ આકટ પસાર થયો અને તેથી એને ગવર્નર જનરલ બનાવવામાં આવ્યો. એણે રોહીલખંડમાંથી રોહીલા લોકોને કાઢી મુકવામાં સુજાદૌલાને મદદ કરી હતી. ઈ. સ. ૧૭૮૦માં હૈદરે કર્ણાટક ઉપર હુમલો કરી ઘણા અંગરેજોને મારી નાંખ્યા તેથી એણે સર આયરકુટને મોકલી એ હુમલો અટકાવવાને બીજી કેટલીક તૈયારી કરી હતી ઇ. સ. ૧૭૮૪માં એણે અયોધ્યાની બેગમો પાસે પૈસા કડાવ્યા હતા. એ ઇ. સ. ૧૭૮૫માં ઇંગ્લાંડ ગયો, જ્યાં બેગમોએ એના ઉપર લાંચ લીધાનું તોહોમત મુક્યું. હતું તેની તજવીજ આમની સભાએ કરી હતી અને તેમાં એ ગુનેગાર ઠર્યો હતો, પણ તેમાં અમીરોની સભાએ ઈ. સ. ૧૭૯૫માં નિર્દોષ ઠેરવ્યો હતો. એ ઈ. સ. ૧૮૧૮માં મરણ પામ્યો.

### (૨) (૫) લોર્ડ કોર્નવોલીસ ૧૭૮૬-૧૭૯૨.

એ ઈ. સ. ૧૭૩૮માં જનમ્યો હતો એને ઈ. સ. ૧૭૮૬માં ગવર્નર જનરલ અને હિંદુસ્તાનમાં અંગરેજી લશ્કરનો મુખ્ય સૈન્યાધિપતી કરવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૭૯૧માં શ્રી-

રંગપટ્ટણમાં એણે ટીપુ સાથે લડાઈ કરી, તેને હરાવ્યો; અને તેમાં ટીપુને પોતાનો અડધો મુલક અંગરેજને આપવો પડયો હતો. એને માર્કિવસનો કિતાબ મળ્યો હતો. ઇ. સ. ૧૮૦૫માં એને બીજીવાર ગવર્નર જનરલ બનાવ્યો હતો, પણ એ હિંદુસ્તાન આવ્યો કે તરતજ કાશીની પાસે ગાઝીપુરમાં મરણ પામ્યો.

## (૩) સર જોનશોર ૧૭૯૩-૯૮

એ ઈ. સ ૧૭૫૧માં જનમ્યો હતો. અને ઈ. સ. ૧૮૩૪ માં મરણ પામ્યો. દેશી રાજાઓની તકરાર વચ્ચે એ બીલકુલ હાથ ઘાલતો નહોતો. એના વખતમાં જાણવાજોગ બીનામાં ફક્ત કર્ડલાનું યુદ્ધ હતું.

## (૪) માર્કિવસ વેલેસ્લિ (લોર્ડ મોર્નિંગટન)

## ઈ. સ. ૧૭૯૮-૧૮૦૫.

માર્કિવસ વેલેસ્લિ જે પછીથી લોર્ડ થયો હતો, તે ડબ્લીનમાં ઇ. સ. ૧૭૬૦માં જનમ્યો હતો. ઇ. સ. ૧૭૯૮માં એ ગવર્નર જનરલ થયો. ઇ. સ. ૧૭૯૯માં ટીપુ સાથે લડાઈ કરી જનરલ હેરીસને શ્રીરંગપટ્ટણ લેવા મોકલ્યો જે તેણે જીતી લીધું. એણે ઇ. સ. ૧૮૦૩ માં વસાઇના કોલકરાર કરાવ્યા હતા. અને પછી એ ઈ. સ. ૧૮૦૫માં ઇંગ્લાંડ ગયો.

## (૬) સર જયોર્જ બાર્લો ૧૮૦૫-૧૮૦૬.

એણે ગવર્નર જનરલ થતાં વારને સિંધિઆ તથા હોલકર સાથે સલાહ કરી. એ એક વર્ષ ગવર્નર જનરલ રહયો. એના પાછલા વખતમાં વેલોરના સીપાઇઓએ બંડ ઉઠાવ્યું હતું.

## (૭) લોર્ડ મિન્ટો ૧૮૦૬-૧૮૧૩

એના વખતમાં.૧૮૧૩માં મદ્રાસમાં ફિતુર થયું હતું. એની સુબાગીરીના વખતમાં કંઈ લડાઇ થઇ નહોતી, પણ હિંદુસ્તાન-

નું લશ્કર દેશાવર મોકલવામાં આવ્યું હતું; અને તેને ઇ. સ. ૧૮૦૯ માં જાવા, બુર્બોન તથા મોરીશીઅસના ટાપુ જીતી લીધા હતા.

## (૮) અર્લ ઓવ મોઇરા ૧૮૧૩-૧૮૨૩

એ (માર્કિવસ ઓવ હેસ્ટિંગ્સ) ઈ. સ. ૧૮૧૩માં ગવર્નર જનરલ થયો. એણે આવતાં વારને નેપાલ સાથે લડાઈ કરવાની તૈયારી કરી. એના વખતમાં પિંઢારા, હોલકર, બાજીરાવ, અને આપાસાહેબ સાથે લડાઇઓ થઈહતી; તથા મહીદપુર, નાગપુર, સિતાબલ્ડિ, જબલપુર, કર્કિ અને કોરેગામનાં યુધ્ધો થયાં હતાં.

## (૯) લોર્ડ આમ્હર્સ્ટ ૧૮૨૩-૨૮.

એના વખતમાં બ્રહ્મી લોક સાથે લડાઈ જાગી હતી, તથા ભરતપુર જીતી લેવાયું હતું તથા પેગામનું યુધ્ધ થયું હતું.

## (૧૦) લોર્ડ વિલીઅમ બેન્ટિક ૧૮૨૮-૩૫

એના વખતમાં મુખ્ય ત્રણ બીના બની હતી; કુર્ગના રાજાનો મુલક અંગરેજે જીતી લીધો, હિંદુસ્તાનમાંથી સતી થવાનો રીવાજ બંધ થયો તથા કંપની હિંદુસ્તાનમાં હકુમત તથા વેપાર બે કરતી હતી. તે વેપાર કરવાનો હક પાર્લમેન્ટે લઇ લીધો.

## (૧૧) લોર્ડ ઓકલાન્ડ ૧૮૩૫-૪૨.

એના વખતમાં અફગાનીસ્તાનમાં લડાઇ જાગી હતી તથા પરવાનનું યુધ્ધ થયું હતું.

## (૧૨) લોર્ડ એલનબરો ૧૮૪૨-૪૪

એના વખતમાં અફગાનીસ્તાનની લડાઇનો અંત આવ્યો હતો. ઇ. સ. ૧૮૪૩માં સિંધ અંગરેજ સરકારના મુલક સાથે જોડાઈ ગયું. ગ્વાલિયરમાં લડાઈ જાગી તથા માહારાજપુર અને પનીઆરનાં બે ભારે યુદ્ધ થયાં હતાં ઈ. સ. ૧૮૪૩.

### (૧૩) સર હેન્રિ હાર્ડિંજ ૧૮૪૪-૧૮૪૭.

એના વખતમાં પેહેલી પંજાબની લડાઈ ઈ. સ. ૧૮૪૫-૪૬ માં જાગી હતી તથા રવીવારને દીવસે સરકારી કામ નહીં કરવાનું ફરમાવામાં આવ્યું હતું.

### (૧૪) લોર્ડ ડેલ્હૌસી ૧૮૪૭-૫૬.

એના વખતમાં પંજાબની બીજી લડાઈ થઇ હતી; તથા ઈ સ. ૧૮૪૯ માં પંજાબ જોડાઈ ગયું હતું તથા ઇ. સ. ૧૮૫૨ માં પેગુ તથા ૧૮૫૪ માં નાગપુર તથા ૧૮૫૭ માં અયોધ્યા જોડાઇ ગયાં હતાં.

### (૧૫) લોર્ડ કેનીંગ ૧૮૫૬-૧૮૬૧.

એના વખતમાં ચિન સાથે તથા ઈરાન સાથે લડાઈ ચાલી હતી, તથા એના વખતમાં ઇ. સ. ૧૮૫૭ માં સીપાઈ લોકોનો મોટો બળવો ઉઠમો હતો.

---

## પ્રખ્યાત મરેઠાઓનું વૃત્તાંત.

### બાલાજી વિસ્વનાથ પેહેલો પેશ્વા ૧૭૧૪-૨૦.

એણે મરેઠા લોકોનો બચાવ કર્યો હતો એટલુંજ નહીં પણ તે લોકોની સત્તા ઘણી વધારી હતી. એણે ઘણી બહાદુરી બતાવી તેથી એને પેહેલો પેશ્વા કેહેતા હતા. એણે મેહેસુલની રીત સુધારી હતી તથા ખેતીવાડીને ઉત્તેજન આપ્યું હતું.

### બાજીરાવ બીજો પેશ્વા ૧૭૨૦-૪૦.

એ બાલાજી વિસ્વનાથનો વડો પુત્ર હતો. એનો મુખ્ય હેતુ મરેઠાની સત્તા હિંદુસ્તાનમાં પ્રબળ કરવાની હતી. એણે પોતાના દેશી લોકોને મોગલ રાજાને હાંકી કાહાડવાને ઉસ્કેર્યા હતા. એ-

ના ભાઇએ પોર્ટુગીસ પાસેથી વસાઇ લીધું હતું. એ ૧૭૪૦ માં મરણ પામ્યો.

### બાલાજી બાજીરાવ ત્રીજો પેશ્વા ૧૭૪૦-૬૧.

એ બાજીરાવનો છોકરો હતો. એ ૧૭૪૦ માં પેશ્વાની ગાદી ઉપર બેઠો હતો. એણે ૧૭૫૨ માં સલાબતજંગ તથા બુસ્સીની સાથે લડાઇ કરી હતી; પણ તેમાં તે નિષ્ફળ થયો હતો. એણે ૧૭૫૭ માં કર્ણાટક ઉપર હુમલો કર્યો હતો અને મ્હૈસૂરના રાજા ઉપર તથા આર્કોટના નવાબ ઉપર કર બેસાડયો હતો. એ ઈ. સ. ૧૭૬૧ માં મરણ પામ્યો.

### માધવરાવ (પેહેલો) ચોથો પેશ્વા ૧૭૬૧-૭૨.

એ ૧૭૪૪ માં જનમ્યો હતો. એ મ્હૈસૂરમાં લશ્કર લઈ ગયો હતો, અને હૈદરે મરેઠા પાસે જે કંઇ લીધું હતું તે તેઓને આપી દેવાની એણે જરૂર પાડી હતી. એ ૧૭૭૨ માં મરણ પામ્યો.

### નારાયણરાવ પાંચમો પેશ્વા ૧૭૭૨-૭૩

એ માધવરાવનો નાનો ભાઇ હતો. એ ગાદીએ બેઠો ત્યારે એની ઉમર ૧૮ વરસની હતી, તેથી રૂગનાથરાવને એના વાલી તરીકે નિમવામાં આવ્યો હતો. એના કાકાની ઉશ્કેરણીથી ઈ. સ. ૧૭૭૩ માં એને મારી નાંખવામાં આવ્યો હતો, એના મરણ પછી એના કાકાને ગાદી મળી હતી, તે પણ એક વરસ રહીને મરણ પામ્યો હતો.

### માધવરાવ (બીજો) સાતમો પેશ્વા ૧૭૭૪-૯૫.

એ ઈ. સ. ૧૭૯૫ માં આપઘાત કરીને મરી ગયો હતો.

### બાજીરાવ (બીજો) આઠમો પેશ્વા ૧૭૯૬-૧૮૧૮

એ રૂગનાથરાવનો છોકરો હતો. એ ૧૭૭૪ માં જનમ્યો હતો. ૧૮૦૨ માં એને તથા દોલતરાવ સિંધિઆને પુના આગળ

જશવંતરાવ હોલકરે હરાવ્યા હતા. એણે ૧૮૧૭ માં અંગરેજની સાથે લડાઇ કરી હતી, પણ તેમાં તે નિષ્ફળ થયો હતો. આ યુદ્ધ પછી કોરેગામના યુદ્ધમાં પણ નિષ્ફળ થયો હતો. ઇ. સ. ૧૮૧૮ માં એ સર જોન મેકલમને શરણ થયો હતો. એને રેહેવાને બીથર આપવામાં આવ્યું હતું તથા પેનશનના ૮ લાખ રૂપીઆ દર વરસે આપવાનો ઠરાવ થયો હતો.

## માહાદાજી સિંધિઆ.

એ બાહાદુર અને શાણો મરેઠો સરદાર હતો. એ ઈ. સ. ૧૭૪૩ માં જનમ્યો હતો. ઈ. સ. ૧૭૭૦ માં એણે દિલ્હી અને આગ્રા લીધાં હતાં, અને ત્યાં લશ્કરી તોપખાનું બનાવ્યું હતું. એ અંગરેજી રીત પ્રમાણે લશ્કરને કવાયત શીખવતો હતો. એ ઈ. સ. ૧૭૯૪ માં મરણ પામ્યો.

## દોલતરાવ સિંધિઆ.

એની સાથે અંગરેજ લોકોએ ઇ. સ. ૧૮૦૩ માં લડાઈ કરી હતી; અને એસે આગળ યુદ્ધ થયું હતું, એમાં એ હાર્યો હતો; અને તેથી એને સલાહ કરવી પડી હતી.

## જશવંતરાવ હોલકર.

એ એક મરેઠો સરદાર હતો. એણે ઈ. સ. ૧૮૦૨ માં પુના આગળ બાજીરાવ તથા દોલતરાય સિંધિઆને હરાવ્યા હતા. ઈ. સ. ૧૮૦૪ માં એણે અંગરેજ સાથે બે લડાઇ કરી હતી, પણ તે બન્ને લડાઇમાં અંગરેજના સરદાર જનરલ લેકે એને હરાવ્યો હતો. ઈ. સ. ૧૮૦૫ માં એને સલાહ કરવી પડી હતી.

# પ્રખ્યાત માણસોનું ટુંક બયાન.

જોસેફ ડુપ્લે ફ્રેંચ વેપારી હતો. ઈ. સ. ૧૭૪૨ માં એને પોંડિચરીનો ગવર્નર નિમવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૭૪૮

માં એણે પોંડિચરી અંગરેજ લોકોના હાથમાં જતું અટકાવ્યું. એની બહાદુરીને લીધે એને માર્કિવસનો કિતાબ મળ્યો હતો. એ ઇ. સ. ૧૭૬૪ માં મરણ પામ્યો.

## મોનસિયર બુસ્સિ.

એ ફ્રેંચ લોકોનો એક બહાદુર સરદાર હતો. એ ઇ. સ. ૧૭૧૮ માં જનમ્યો હતો. એણે દક્ષિણમાં ઘણી જય મેળવી હતી. ઈ. સ. ૧૭૫૧ માં નિઝામની કોરટમાં ફ્રેન્ચ લોકોની સત્તા સ્થાપી હતી. હિંદુસ્તાનમાંથી અંગરેજ લોકોને હાંકી કાહાડવાને કાંઉન્ટ ડી લાલીની મદદે મોકલવા સારૂ એને દક્ષણમાંથી બોલાવવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૭૬૦ માં વોન્ડીવાશના યુદ્ધમાં તે કેદ પકડાયો હતો, પણ પાછળથી એને છોડી મુકવામાં આવ્યો હતો. એ ઇ. સ. ૧૭૮૩ માં કર્ણાટકમાં મરણ પામ્યો હતો.

## મેજર લોરન્સ.

એ અંગરેજી ઇસ્ટ ઇંડિયા કંપનીનો એક પ્રખ્યાત સરદાર હતો. એ કર્ણાટકમાં લશ્કરનો ઘણાં વરશ સુધી સરદાર હતો. એણે ફ્રેન્ચ લોકો ઉપર મોટી ફતેહ મેળવી હતી.

## રોબર્ટ ક્લાઈવ.

એ ઈ. સ. ૧૭૨૫ માં જનમ્યો હતો. એ પોતાની ૧૯ વરસની ઉમ્મરે હિંદુસ્તાનમાં એક લખનાર તરીકે આવ્યો હતો. પછી એ લશ્કરમાં નોકર રહયો હતો. એણે ઈ. સ. ૧૭૫૧ માં આર્કાટ ઉપર હુમલો કરીને જીતી લીધું હતું. એણે ૧૭૫૧ માં આર્નીના યુધ્ધમાં રાજા સાહેબને હરાવ્યો હતો; તથા ઈ. સ. ૧૭૫૨ માં કાવરેપૌકના યુધ્ધમાં પણ રાજા સાહેબને હરાવ્યો હતો. ઇ. સ. ૧૭૫૩ માં એ ઇંગ્લાંડ પાછો ગયો હતો, જ્યાં એને ઘણું સારૂં માન મળ્યું હતું. એ ૧૭૫૫ માં પાછો હિંદુસ્તાનમાં આવ્યો હતો; એણે ઘેરીઆ જીતી લાધું અને સુરાજાદૌલા

પાસેથી કલકત્તા લીધું હતું. ઈ. સ. ૧૭૫૭માં પ્લાસિના યુદ્ધ-માં સુરાજાદ્દોલાને હરાવ્યો હતો. એ ઈ. સ. ૧૭૬૦ માં પાછો ઇંગ્લાંડ ગયો અને ત્યાં એને અમીરનો કિતાબ મળ્યો હતો. એના ઉપર રૂશવત લીધાનું તથા જુલમ કર્યાનું એવાં બે તોહોમતો મુકવામાં આવ્યાં હતાં પણ તે સાબીત થયાં નહોતાં. એ ઇ. સ. ૧૭૭૪માં આપઘાત કરીને મરી ગયો.

## સુરાજાદ્દોલા.

એ બંગાળા, બહાર અને ઓરીસાનો નવાબ હતો. એણે કલકત્તા ઉપર હુમલો કર્યો હતો. એણે કેટલાક અંગરેજ લોકને (બ્લેક હોલ) અંધારી કોટડીમાં કેદ કર્યા હતા, તેમાંથી ફકત ૨૩ માણસોજ જીવતા રહયા હતા. એને ક્લાઇવે હરાવ્યો હતો તેથી સલાહ કરવાની જરૂર પડી. એ પ્લાસિના યુદ્ધમાં હાર્યો હતો અને ત્યાર પછી નાસી ગયો હતો, પણ નાસતાં નાસતાં પકડાયો હતો. એને મીર જાફરના છોકરાએ મારી નાંખ્યો હતો.

## કાઊન્ટ ડી લાલી.

એ ફ્રેન્ચલોકનો સરદાર હતો. ઈ. સ. ૧૭૫૮માં એ પોન્ડીચરીનો ગવર્નર થયો હતો. એણે મદ્રાસ ઉપર હુમલો કર્યો હતો, પણ તેમાં નિષ્ફળ થયો હતો. ઇ. સ. ૧૭૬૦માં એને વાન્ડીવોશ આગળ સર આયરકુટે હરાવ્યો હતો. ઇ. સ. ૧૭૬૧ માં અંગરેજ લોકોએ પોન્ડિચરી જીતી લીધું હતું અને એને કેદ પકડી, ઇંગ્લાંડ મોકલી દીધો હતો. થોડા વખત પછી એને છોડી મુકવામાં આવ્યો હતો, અને ત્યારપછી તે ફ્રાન્સ ગયો.

## સર આયરકુટ.

આ પ્રખ્યાત અંગરેજી સરદાર ઈ. સ. ૧૭૨૬માં આયર્લાન્ડમાં જનમ્યો હતો. ઈ. સ. ૧૭૫૪માં એને ઇસ્ટ ઈન્ડીસ મોકલવામાં આવ્યો હતો, જ્યાં એણે ચંદ્રનગર અને પોન્ડિચ-

રીના હુમલામાં તથા પ્લાસિ અને વાન્ડીવાશની લડાઈમાં નામ કાહાડયું. એણે ઈ. સ. ૧૭૮૦માં પોર્ટોનોવો અને શોલિંગર આગળ હૈદરને હરાવ્યો. એ મદ્રાસમાં ઈ. સ. ૧૭૮૩માં મરણ પામ્યો.

## હૈદરઅલી

એ એક પ્રખ્યાત મુસલમાન સરદાર હતો. એણે મ્હૈસૂરના રાજાને ઉડાડી મુકી ગાદી છીનવી લીધી હતી. ઈ. સ. ૧૭૮૦-માં એણે કર્ણાટક ઉપર હુમલો કીધો હતો અને મદ્રાસની આસ પાસનો મુલક લુટી લીધો હતો. પોર્ટોનોવો અને શોલિંગરનાં યુદ્ધમાં એ નિષ્ફળ થયો હતો. એ ઈ. સ. ૧૭૮૨માં મરણ પામ્યો.

## ટીપુસુલતાન.

એ મ્હૈસૂરનો વાઘ અને હૈદરનો છોકરો હતો. એ ૧૭૪૯ માં જનમ્યો હતો; અને એના બાપની પછી ઈ. સ. ૧૭૮૨માં ગાદીએ બેઠો હતો. એના બાપના મરણ વખતે એ લડાઈમાં ગુંથાયો હતો, જેની સાથે એને ઈ. સ. ૧૭૮૪માં સલાહ કરવી પડી હતી. ઈ. સ. ૧૭૯૧માં ફરી અંગરેજ સાથે લડાઈ કરી તેમાં એને પોતાનો હડધો મુલક આપવો પડયો હતો. ત્યારપછી થોડો વખત એ ચુપકીથી બેસી રહયો, પણ અંગરેજ લોકોને વહેમ આવ્યોકે એ ફ્રેન્ચને મળી ગયો છે, તેથી અંગ્રેજે એની સાથે લડાઈ કરી શ્રીરંગપટણ જીતી લીધું. એ લડાઈમાં ઈ. સ. ૧૭૯૯માં ટીપુ બહાદુરીથી લડતાં માર્યો ગયો. એ બહાદુર અને ઘાતકી હતો.

## લોર્ડ લેક.

એ નામાંકિત અંગરેજ સરદાર હતો. એ ઈ. સ. ૧૭૪૪ માંજનમ્યો હતો. ઈ. સ. ૧૮૦૦માં એને હિંદુસ્તાનના અંગરેજી લશ્કરનો સેનાધિપતી કરવામાં આવ્યો હતો; એણે સિંધિઆ-

ના લશ્કરને દિલ્હી અને લાસવારી આગળ હરાવ્યું હતું, અને હોલકરના લશ્કરને ફરૂકાબાદ અને ડીગ આગળ હરાવ્યું હતું. એ ઇ. સ. ૧૮૦૭માં ઇંગ્લાંડ ગયો જ્યાં એને લાસવારી અને દિલ્હીના બેરોનનો કિતાબ મળ્યો. એ ઇ. સ. ૧૮૦૯માં મરણ પામ્યો.

## રણજીતસિંગ.

એને પંજાબનો સિંહ કરીને કહેતા હતા. એ ઇ. સ. ૧૭૮૦ માં જનમ્યો હતો. એણે પોતાના લશ્કરમાં અંગરેજની માફક કવાયત શિખવવા સારૂ ફ્રેન્ચ સરદારો રાખ્યા હતા. સાહસુજાને પોતાની ગાદી પાછી અપાવવામાં અંગરેજ સાથે મળી ગયો હતો. એ ઇ. સ. ૧૮૩૯માં મરણ પામ્યો.

## મુખ્ય તહનામા.

**પુરંધર:**—આ તહનામું મરેઠા અને અંગરેજ વચ્ચે ઇ. સ. ૧૭૭૬માં થયું. તેના કરારમાં અંગરેજ સાલસેટી લે, પરંતુ પેશ્વાની ગાદી ઉપર હક કરીને સામે થયલા રાઘોબાને અટકાવે.

**સાલબાઈ:**—આ તહનામું અંગરેજ અને મરેઠા વચ્ચે થયું હતું. પુરંધર મુકામે થયલા કોલકરાર કબુલ રાખવા એટલે સાલસેટી અંગરેજે રાખવું, અને બાકીની જગાઓ પાછી આપી. ઇ. સ. ૧૭૮૨.

**મંગલોર:**—આ તહનામું અંગરેજ અને ટીપુ વચ્ચે ઇ. સ. ૧૭૮૪માં થયું હતું. દરેક પક્ષવાળાએ લડાઇમાં લીધેલા મુલકો તથા કેદીઓ પકડાયા હોય તે એક બીજાને પાછા આપવા.

**ટીપુ સાથે તહનામું થયું તેની શરતો:**—ટીપુએ પોતાનું અડધું રાજ કંપનીના મળતીઆને આપવું, લડાઇના ખરચ બદલ ૩૦ લાખ રૂપીઆ આપવા, અંગરેજના બધા કેદીઓને છોડી મુકવા, ઉપલી શરતો અમલમાં આવે ત્યાં સુધી ટીપુએ પોતાના બે છોકરાને અંગરેજના હવાલામાં સોંપવા.

વસાઈઃ—આ તહનામું અંગરેજ અને બાજીરાવ પેશ્વા વચ્ચે ઈ. સ. ૧૮૦૨માં થયું. પેશ્વાએ પુનામાં અંગરેજની છાવણી ઘાલવા દેવી અને મદદ વાસ્તે ત્યાં લશ્કર રેહે તેના ખરચને માટે ૨૬ લાખ રૂપીઆ આપવા, સુરત તથા મુબાઇની પાસેના કેટલાંક ગામ અંગરેજના તાબામાં તે વખતે હતાં તેપરથી પેશ્વાએ પોતાનો હક ઉઠાવવો, પોતાના દરબારમાંથી બીજા યુરોપીઅનોને કાહાડી મુકવા.

દીઓગામઃ—આ તહનામું અંગરેજ અને બીરારના રાજા વચ્ચે ઈ. સ. ૧૮૦૩માં થયું. રાજાએ કટક પ્રાંત અંગરેજને આપવો, પોતાની ચાકરીમાંથી બધા યુરોપીયનોને કાહાડી મુકવા, અંગરેજના વફાદાર મિત્ર નિઝામને વરાડ પ્રાંતનો કેટલોક ભાગ આપવો.

મંદેસરઃ—આ તહનામું અંગરેજ અને હોલકર વચ્ચે ઈ. સ. ૧૮૧૮માં થયું હતું. હોલકરે પોતાના મુલકનો ઘણો ભાગ અંગરેજને આપવો, અંગરેજનું લશ્કર રાખવું તથા બધી વાસ્તવિક સત્તા અંગરેજના હાથમાં આપવી.

યાનડેબોઃ—આ તહનામું અંગરેજ અને બ્રહ્મી લોક વચ્ચે ઈ. સ. ૧૮૨૬માં થયું હતું. બ્રહ્મી લોકે આસામ, કફર, જિંટિયા અને મણીપૂર વગેરે પ્રાંતો ઉપરથી પોતાનો હક ઉઠાવવો, આરાકાન અને ટીનાસરીમ પ્રાંતો અંગરેજને આપવા, ત્રણ હપતે એક કરોડ રૂપીઆ આપવા અને બીજો હપતો ભરતા સુધી રંગુન અંગરેજના હાથમાં રાખવું.

લાહોરઃ—આ તહનામું અંગરેજ અને શિખ લોક વચ્ચે ઈ. સ. ૧૮૪૬માં થયું હતું. લડાઇના ખરચ બદલ ઘણું દ્રવ્ય અંગરેજને શિખ લોક આપે, બીઆ અને સતલજ વચ્ચેનો મુલક અંગરેજને સ્વાધીન કરે, સૈન્ય તોડી નાંખે અને તોપો અંગરેજને સોંપી દે.

## મુખ્ય લડાઈઓ ક્યાંથી તે ક્યાં સુધી કોની કોની સાથે તથા તેના મુખ્ય કારણો.

**મ્હેસૂરની પેહેલી લડાઈ.** ઇ. સ. ૧૭૬૭--૬૯. આ લડાઇ અંગરેજ અને હૈદર વચ્ચે થઇ હતી. હૈદર લશ્કર એકઠું કરી આસપાસના દેશો જીતવા લાગ્યો, તેથી અંગ્રેજે આ કૃતેહ જોઈને નિઝામ અને મરેઠા સાથે એક સંપ કરી મ્હેસૂર ઉપર હુમલો કર્યો.

**મરેઠાની પેહેલી લડાઈ.** ઈ. સ. ૧૭૭૧--૮૨. આ લડાઇ અંગરેજ અને પુનાની કોર્ટ વચ્ચે થઇ હતી. નારાયણરાવના મરણ પછી પુનાની કોર્ટમાં પેશ્વાની જગાને માટે તકરાર ચાલતી હતી, તેવામાં મુંબાઇ સરકારે એક નાહાનું લશ્કર મોકલ્યું; અને રાગોબાને કાહાવ્યું કે જો "સાલસેટી બેટ" અને મુંબાઇની આસપાસની બીજી જગા આપો તો તમારા હરીફોની સામે મદદ કરીશું. રાગોબાએ તો તેમ કરવાનું કબુલ કર્યું, પણ બંગાળાની સરકારે આ વાત કબુલ કરી નહીં, અને રાગોબાના સામાવાળા સાથે સંપ કરવાનું કાહાવ્યું. આ પછી અંગરેજ લોકને એવો શક ઉત્પન થયો કે મરેઠા લોકોએ ફ્રેન્ચની મદદ માગી તે ઉપરથી અંગરેજે લડાઇ શરૂ કરી.

**મ્હેસૂરની બીજી લડાઈ.** ઇ. સ ૧૭૮૦--૮૪. આ લડાઇ અંગરેજ અને હૈદરઅલ્લી વચ્ચે થઇ. હૈદર ઉપર મરેઠા લોકોએ હુમલો કર્યો ત્યારે અંગરેજે ઇ. સ. ૧૭૬૯માં કોલ કરાર પ્રમાણે મદદ કરી નહીં તેથી હૈદરે અંગરેજના મુલક ઉપર હુમલો કર્યો.

**મ્હેસૂરની ત્રીજી લડાઈ.** ઈ. સ. ૧૭૯૦--૯૨. આ લડાઈ અંગરેજ અને ટીપુ સાહેબ વચ્ચે થઈ હતી. ત્રાવણકોરનો રાજા જે અંગરેજનો મળતીઓ હતો તેના ઉપર ટીપુએ હુમલો કર્યો તેથી અંગરેજે એની સાથે લડાઈ કરી.

**મ્હૈસૂરની ચોથી લડાઈ.** ઈ. સ. ૧૭૯૯. આ લડાઇ અંગરેજ અને ટીપુ વચ્ચે થઇ હતી. ટીપુએ હિંદુસ્તાનમાંથી અંગરેજની સત્તા ખસેડવાને માટે ફ્રેન્ચની મદદ માગી, તે ઉપરથી અંગરેજે ઇ. સ. ૧૭૯૯માં એની સામા લડાઈ કરી.

**મરેઠાની બીજી લડાઈ.** ઈ. સ. ૧૮૦૩. આ લડાઈ અંગરેજ અને દોલતરાવ સિંધિઆ તથા વરાડના રાજા સાથે થઈ હતી. વસાઇના કોલકરાર સિંધિઆએ અને વરાડના રાજાએ કબુલ રાખ્યા નહીં તેથી અંગરેજે તેમની સામા લડાઈ કરી.

**મરેઠાની ત્રીજી લડાઈ.** ઈ. સ. ૧૮૦૪-૫. આ લડાઈ અંગરેજ અને જશવંતરાવ હોલકરની વચ્ચે થઈ હતી. જશવંતરાવે અંગરેજના મળતીઆના મુલકો લુટયા તેથી અંગરેજો એની સામા થયા.

**નેપાલની લડાઈ.** ઇ. સ. ૧૮૧૪-૧૬. આ લડાઇ અંગ્રેજ અને ગુરખા વચ્ચે થઈ હતી. ઈ. સ. ૧૮૧૪માં ગુરખા લોકોએ બોટાવળ આગળ અંગ્રેજના લશ્કરનો પરાજય કર્યો હતો તેથી આ લડાઇ જાગી હતી.

**પિંઢારા લોકોની લડાઈ.** ઇ. સ. ૧૮૧૬-૧૮. આ લોક અસલ લુટારાનો ધંધો કરતા હતા, તથા લોકોને ઘણું દુઃખ દેતા હતા, અને ગામડાંઓ બાળી મુકતા હતા. ઇ. સ. ૧૮૧૪ માં તેઓની કેટલીક ટોળીઓ બંધાઇ અને તેમાંની એક ટોળી નિઝામના મુલકમાં ગઇ અને બીજી કંપનીના મુલકમાં ગઈ તથા ત્રીજી પેશ્વાના મુલકમાં ગઈ. આ ઉપરથી ગવર્નર જનરલે આ લોકોનું જડ મૂળ કાહાડી નાંખવાને તેમની સાથે લડાઇ શરૂ કરી.

**મરેઠાની ચોથી લડાઈ**—ઈ. સ. ૧૮૧૭. આ લડાઇ અંગરેજ અને બાજીરાવ (બીજો) ની વચ્ચે થઇ હતી. ઈ. સ. ૧૮૧૬ માં ગાયકવાડ તથા પેશ્વા વચ્ચે તકરાર ઉઠવાથી, ગાયકવાડે પોતાના વજીર ગંગાધર શાસ્ત્રીને સમાધાન કરવાને પુને મો-

કર્યો હતો; પણ તેને પંઢરપુરના દેરામાં મારી નાંખવામાં આવ્યો હતો. આ ખુન કીધાનો શક બાજીરાવના પ્રધાન ત્ર્યંબકજી ઉપર આવવાથી રેસીડન્ટ મી૦ એલફીનસ્ટને તેને પકડયો હતો પણ તે યુક્તિથી નાસી ગયો હતો. આ ઉપરથી રેસીડન્ટને વેહેમ આવ્યો કે પેશ્વાએ ત્ર્યંબકજીને મદદ આપી છે તેથી એણે એવી તો આકરી શરતો ઉપર સંધી કરવાનું પેશ્વાને કહ્યું કે તેથી પેશ્વાને ઘણોજ ગુસ્સો લાગ્યો. એ કારણથી પેશ્વાએ રેસીડન્ટના બંગળા ઉપર હુમલો કર્યો.

**બ્રહ્મી લોક સાથે લડાઈ.** ઈ. સ. ૧૮૨૪-૨૬. આ લડાઇ અંગ્રેજ અને બ્રહ્મી લોક વચ્ચે થઇ હતી. બ્રહ્મી લોકોએ શાહાપુરીનો કબજો લેવા સારૂ તે ટાપુમાંથી સીપાઇઓને કાહાડી મુક્યા તેથી લડાઈ જાગી.

**અફગાનની લડાઈ.** ઈ. સ. ૧૮૩૯-૪૨. આ લડાઇ અંગરેજ અને અફગાન લોક વચ્ચે થઈ હતી. અંગરેજ લોકોએ શાહાસુજા સાથે કોલકરાર કર્યા કે તેનું રાજ પાછું મેળવવામાં મદદ કરવી. તેથી લડાઈ જાગી.

**સિંધમાં લડાઈ.** ઈ. સ. ૧૮૪૩. આ લડાઈ અંગરેજ અને સિંધના અમિર વચ્ચે થઇ હતી. અંગરેજ કમિશ્નરે સિંધના અમિરોની સાથે કોલકરાર કર્યા કે તેમણે કેટલોક મુલક આપવો તથા સિંધુ નદી ઉપર અંગરેજી આગબોટને લાકડાં પૂરાં પાડવાં. આ કોલ થયો તેને બીજે દહાડે તેઓએ કમિશ્નરના બંગલા ઉપર હુમલો કર્યો તેથી ચાર્લ્સ નેપિયરને અંગરેજે સિંધ લેવા મોકલ્યો.

## અંગરેજ સરકારને મળેલા મુલકો.

| નામ. | સાલ. | કોની પાસેથી. અને શી રીતે. |
|---|---|---|
| મદ્રાસ. | ૧૬૩૯ | ચંદ્ર નગરના રાજા પાસેથી. |
| મુંબાઈ. | ૧૬૬૮ | પોર્ટુગીસે બીજા ચાર્લ્સને પેરામણીમાં આપેલું તે તેણે કંપનીને વેચાતું આપ્યું. |
| કલકત્તા વગેરે ગામો. | ૧૬૯૬ | મોગલ રાજા પાસેથી ખરીદ કરેલાં. |
| મછલીપટણ. | ૧૭૫૮ | નિઝામ પાસેથી મેળવેલું. |
| બર્ડવાન, મીદનાપુર. | ૧૭૬૦ | મિરકાસીમ પાસેથી મળેલું. |
| બંગાળા, બાહાર ઓરીસા. | ૧૭૬૫ | બીજા શાહાઆલમ પાસેથી. |
| ચિંગલીપટ. | ૧૭૬૫ | કર્ણાટકના નવાબ પાસેથી. |
| સાલ્સેટી અને વસાઇ | ૧૭૭૫ | મરેઠા પાસેથી. |
| બારમાહાલ મલબાર | ૧૭૯૨ | ટીપુ સાહિબ પાસેથી. |
| કનેરા, કોઇમ્બતુર | ૧૭૯૯ | ટીપુના મોત વખતે મળેલાં. |
| સુરત. | ૧૮૦૦ | જોડાઇ ગયું. |
| કટક. | ૧૮૦૩ | રાગોજી પાસેથી. |
| પુના વગેરે બાજીરાવના ગામો. | ૧૮૧૮ | જીતી લીધેલાં. |
| આસામ, જિંટિયા, આરાકાન, ટેહવાય, ટિનાસરીમ. | ૧૮૨૬ | બ્રહ્મી લોક પાસેથી. |
| સિંધ. | ૧૮૪૩ | જોડાઇ ગયું. |
| બીઆ અને સતલજ વચ્ચેનોમુલક. | ૧૮૪૬ | શિખ લોક પાસેથી. |
| પંજાબ. | ૧૮૪૯ | જોડાઈ ગયું. |
| પેગુ. | ૧૮૫૨ | જોડાઈ ગયું. |
| નાગપોર. | ૧૮૫૪ | જોડાઈ ગયું. |
| આઉદ (અયોધ્યા). | ૧૮૫૬ | જોડાઈ ગયું. |

# હીંદુસ્તાનમાં થયલી મુખ્ય લડાઈઓ.

| નામ. | સાલ. | કોની કોની વચ્ચે અને શું પરીણામ થયું. |
| --- | --- | --- |
| પાનીપત. | ૧૫૨૬ | બાબરે મેવાડના રાજા સંગને હરાવ્યો. |
| સીક્રિ. | ૧૫૨૭ | બાબરે ઈબ્રાહિમ લોદીને હરાવ્યો. |
| આર્ની. | ૧૭૫૧ | અંગરેજના પ્રાકમિ સરદાર કલાઇવે રાજા સાહેબને હરાવ્યો. |
| કોવરેપૌક. | ૧૭૫૨ | કલાઇવે રાજા સાહેબને હરાવ્યો. |
| બાહુર. | ૧૭૫૨ | અંગરેજના સરદાર મેજર લોરન્સે ફ્રેન્ચ લોકોને હરાવ્યા. |
| પ્લાસિ. | ૧૭૫૭ | કલાઇવે સુરાજાદૌલાને હરાવ્યો. |
| ચિનસુરા. | ૧૭૫૯ | અંગરેજના સરદાર ફોર્ડે ડચ લોકોને હરાવ્યા. |
| વાન્ડીવાશ. | ૧૭૬૦ | અંગરેજના સરદાર સર આયરકુટે ફ્રેન્ચના સરદાર કાઉન્ટ ડી લાલીને હરાવ્યો. |
| ઘેરીયા. | ૧૭૬૩ | અંગરેજના સરદાર મેજર એડમ્સે મિર કાસીમના સરદાર સમરૂને હરાવ્યો. |
| બકસર. | ૧૭૬૪ | અંગરેજના સરદાર સર હેક્ટર મન્રોએ મિર કાસીમ, શાહઆલમ અને સુજાદૌલાને હરાવ્યા. |
| કોરા. | ૧૭૬૫ | મેજર કારનાકે સુજાદૌલાને હરાવ્યો. |
| સંગામ. | ૧૭૬૭ | અંગરેજના સરદાર સ્મીથે હૈદરઅલ્લીને હરાવ્યો. |
| ત્રિનોમાલી | ૧૭૬૭ | સ્મીથે હૈદરને હરાવ્યો. |
| પોર્ટોનોવો. | ૧૭૮૧ | સર આયરકુટે હૈદરને હરાવ્યો. |

| | | |
|---|---|---|
| શાલિંગર. | ૧૭૮૧ | સર આયર કુટે હૈદરને હરાવ્યો. |
| પનીઆની. | ૧૭૮૨ | અંગરેજના સરદાર કર્નલ હુમબર્સ્ટને ટીપુને હરાવ્યો. |
| શ્રીરંગપટણ. | ૧૭૯૧ | લાર્ડ કોર્નવાલીસે ટીપુને હરાવ્યો. |
| સીદાસીર. | ૧૭૯૯ | જનરલ સ્ટુઅર્ટે ટીપુને હરાવ્યો. |
| માલવેલી. | ૧૭૯૯ | જનરલ હેરીસે ટીપુને હરાવ્યો. |
| પુના. | ૧૮૦૨ | જસવંતરાવ હોલકરે બાજીરાવ પેશ્વા અને દોલતરાવ સિંધિયાને હરાવ્યા. |
| એસે. | ૧૮૦૩ | જનરલ વેલસ્લિએ દોલતરાવ સિંધિયા અને રાઘોજી ભોંસલેને હરાવ્યા. |
| દિલ્હી. | ૧૮૦૩ | અંગરેજના સરદાર લેકે સિંધિયાના લસ્કરને હરાવ્યું. |
| લાસવારી. | ૧૮૦૩ | જનરલ લેકે સિંધિયાને હરાવ્યો. |
| આર્ગોમ. | ૧૮૦૩ | જનરલ વેલસ્લિએ રાઘોજી ભોંસલેને હરાવ્યો. |
| ફરૂકાબાદ. | ૧૮૦૪ | જનરલ લેકે હોલકરને હરાવ્યો. |
| દીગ. | ૧૮૦૪ | જનરલ ફ્રેઝરે હોલકરને હરાવ્યો. |
| મકવાનપોર. | ૧૮૧૬ | અંગરેજના સરદાર ઓકટર્લોનીએ ગુરખાના સરદાર અમીરસીંગને હરાવ્યો. |
| કર્કિ. | ૧૮૧૭ | મોન સ્ટુઅર્ટ એલફીનસ્ટને બાજીરાવને હરાવ્યો. |
| નાગપુર. | ૧૮૧૭ | જનરલ ડોવેટને આપાસાહેબને હરાવ્યો. |
| માહીદપોર. | ૧૮૧૭ | સર થોમસ હિસ્લોપે મરેઠાને હરાવ્યા. |
| કોરેગામ. | ૧૮૧૮ | કેપટન સ્ટોનટને બાજીરાવને હરાવ્યો. |
| પેગામ. | ૧૮૨૫ | અંગરેજના સરદાર સર આર્ચીબાલ્ડ કેમ્પબેલે બ્રહ્મીલોકને હરાવ્યા. |
| મિંઆની. | ૧૮૪૩ | અંગરેજના સરદાર સર ચાર્લ્સ નેપિયરે સિંધના અમિરોને હરાવ્યા. |
| હેદ્રાબાદ | ૧૮૪૩ | ચાર્લ્સ નેપિયરે સિંધના અમિરોને હરાવ્યા, |

| | | |
|---|---|---|
| માહારાજપુર. | ૧૮૪૩ | અંગરેજના સરદાર સર હ્યુ ગફે સિંધિયાના લશ્કરને હરાવ્યું. |
| પનીઆર. | ૧૮૪૩ | અંગરેજના સરદાર ગ્રેએ સિંધિયાના લશ્કરને હરાવ્યું. |
| મુડકી. | ૧૮૪૫ | અંગરેજના સરદાર સર હ્યુ ગફે શીખ લોકના સરદાર લાલસીંગને હરાવ્યો. |
| ફીરોજપુર. | ૧૮૪૫ | સર હ્યુ ગફે શીખ લોકને હરાવ્યા. |
| આલીવાલ. | ૧૮૪૬ | સ્મીથે શીખ લોકને હરાવ્યા. |
| સોબ્રેઓન. | ૧૮૪૬ | હ્યુ ગફે શીખ લોકને હરાવ્યા. |
| ગુજરાત. | ૧૮૪૯ | અંગરેજના સરદાર સર હ્યુ ગફે શીખ લોકના સરદાર શીરસીંગને હરાવ્યો. |

| | | | |
|---|---|---|---|
| ૧. | વોર્ન હેસ્ટિંગ્સ......૧૭૭૪–૧૭૮૫. | ૧૧. | લોર્ડ ઓકલાન્ડ ............૧૮૩૫–૧૮૪૨. |
| ૨. | લોર્ડ કોર્નવોલિસ......૧૭૮૫–૧૭૯૨. | ૧૨. | લોર્ડ એલનબરો............૧૮૪૨–૧૮૪૪ |
| ૩. | સર જોન શોર ......૧૭૯૩–૧૭૯૮. | ૧૩. | સર હેન્રી હાર્ડિંજ.........૧૮૪૪–૧૮૪૭. |
| ૪. | લોર્ડ મોર્નીંગટન......૧૭૯૮–૧૮૦૫. | ૧૪. | લોર્ડ ડેલૌસી..............૧૮૪૭–૧૮૫૬. |
| ૫. | લોર્ડ કોર્નવોલિસ......૧૮૦૫. | ૧૫. | લોર્ડ કેનીંગ ..............૧૮૫૬–૧૮૬૧. |
| ૬. | લોર્ડ બાર્લો..........૧૮૦૫–૧૮૦૭. | ૧૬. | લોર્ડ એલજીન..............૧૮૬૧. |
| ૭. | લોર્ડ મિન્ટો.........૧૮૦૭–૧૮૧૩. | ૧૭. | સર જોન લોરન્સ .........૧૮૬૧–૧૮૬૯. |
| ૮. | અર્લ ઓવ મોઇરા...૧૮૧૩–૧૮૨૩. | ૧૮. | લોર્ડ મેયો.................૧૮૬૯–૧૮૭૨. |
| ૯. | લોર્ડ આમ્હર્સ્ટ ......૧૮૨૩–૧૮૨૮. | ૧૯. | લોર્ડ નોર્થબ્રુક ............૧૮૭૨–૧૮૭૬. |
| ૧૦, | લોર્ડ બેન્ટીક.........૧૮૨૮–૧૮૩૫. | ૨૦. | લોર્ડ લીટન ...............૧૮૭૬. |

# હિંદુસ્તાનમાં થયલી વારષીક બીના.

ઇ. સ. પૂ.

૫૬. વિક્રમ રાજાનો શક ચાલવા માંડયો.

ઈ. સ.

૭૧. શાલીવાહનનો શક ચાલવા માંડયો.

૬૫૦. પારસી લોકોનું હિંદુસ્તાનમાં આવવું.

૧૦૦૧. મહમદ ગિઝનીએ હિંદુસ્તાન ઉપર હુમલો કરી લાહોરના રાજા જેપાલને હરાવ્યો.

૧૦૨૪. મહમદે સોમનાથનું દેરૂં લુટી લીધું.

૧૧૯૧. પાનીપતનું યુદ્ધ.

૧૪૮૭. બારથોલોમોડાયસે કેપ ઓવ ગુડ હોપ સોધી કાહાડયું.

૧૫૨૬. પાનીપતનું બીજુ યુદ્ધ.

૧૫૨૭. સીક્રિનું યુદ્ધ.

૧૫૨૮. બાબરે ચંદેરી લીધું.

૧૫૩૦. બાબર મરી ગયો અને હુમાયુ ગાદીએ બેઠો.

૧૫૬૮. અકબરે ચિતોડ લીધું.

૧૫૭૨. અકબરે ગુજરાત જીતી લીધું.

૧૫૭૫. અકબરે બંગાળા, બાહાર અને ઓરીસા લીધાં.

૧૬૦૦. ઇસ્ટ ઇન્ડીઆ કંપની સ્થાપવામાં આવી.

૧૬૦૫. અકબર મરણ પામ્યો અને સલીમ ગાદીએ બેઠો.

૧૬૬૪. સિવાજીએ સુરત લુટી લીધું.

૧૭૦૦. કલકત્તામાં અંગરેજે ફોર્ટ વિલ્યમ બાંધ્યું.

૧૭૦૭. ઔરંગજેબ મરણ પામ્યો અને બાહાદુરશાહ ગાદીએ બેઠો.

૧૭૦૮. યુનાઇટેડ ઇસ્ટ ઇન્ડીઆ કંપની સ્થાપવામાં આવી.

૧૭૩૯. નાદીરશાહનો હુમલો.

૧૭૪૦. બાજીરાવ મરણ પામ્યો.

૧૭૫૧. ક્લાઇવે આર્કાટ લીધું. આર્નિનું યુદ્ધ.
૧૭૫૨. કોવરીપૌક અને બાહુરનાં યુદ્ધો.
૧૭૫૬. ક્લાવે ઘેરીઆ જીતી લીધું.
૧૭૫૭. ક્લાવે કલકત્તા અને ચંદ્રનગર જીતી લીધાં.
પ્લાસીનું યુદ્ધ. મીર જાફર નવાબ થયો
૧૭૫૮. કાઉન્ટ ડી લાલીએ ફોર્ટ સેન્ટ દેવીડ લીધું. કોનડોરનું
યુદ્ધ. શાહાઆલમે પટના ઉપર ઘેરો ઘાલ્યો.
૧૭૫૯. ચીનસુરાનું યુદ્ધ.
૧૭૬૦. વોન્ડીવોશનું યુદ્ધ. શાહાઆલમે બાહાર ઉપર હુમલો
કર્યો. મીર જાફરને ગાદી ઉપરથી ઉઠાડી મીર કાસીમ
ને નવાબ બનાવવામાં આવ્યો.
૧૭૬૧. અંગ્રેજે પોન્ડીચરી ઉપર ઘેરો ઘાલ્યો.
૧૭૬૪. બકસરનું યુદ્ધ. [રીસાની સત્તા અંગરેજને આપી.
૧૭૬૫. કોરાનું યુદ્ધ. શાહાઆલમે બંગાળા, બાહાર અને ઓ-
૧૭૬૭. ચંગામ અને ત્રીનોમાલીનાં યુદ્ધો.
૧૭૭૩. રેગ્યુલેટીંગ આક્ટ પસાર થયો. વોર્ન હેસ્ટિંગ્સ પેહે-
લો ગવર્નર જનરલ થયો.
૧૭૭૬. પુરંધરનું તહનામું.
૧૭૭૭. અંગરેજે મરેઠા સાથે લડાઈ કરી.
૧૭૭૯. કર્નલ ગોડાર્ડે અમદાવાદ લીધું. [હેલું યુદ્ધ.
૧૭૮૦. પોફામે લાહોર અને ગ્વાલીઅર લીધાં. પોલીલોરનું પે-
૧૭૮૧. પોર્ટોનોવો, પોલીલોર તથા શોલિંગરનાં યુદ્ધો.
૧૭૮૨. સાલબાઈનું તહનામું. હૈદરનું મરણ. ટીપુ ગાદીએ બેઠો.
૧૭૮૪. પીટસ બીલ. મંગલોરનું તહનામું.
૧૭૯૧. લોર્ડ કોર્નવોલીસે બંગલોર લીધું.
૧૭૯૩. સર જોન શોર ત્રીજો ગવર્નર થયો.
૧૭૯૫. કર્ડલાનું યુદ્ધ.

૧૭૯૯. સીદાસીર અને માલવેલીનાં યુધ્ધો. શ્રીરંગપટણ ઉપર અંગરેજે ઘેરો ઘાલ્યો.

૧૮૦૦. અંગરેજે સુરત જોડી દીધું.

૧૮૦૨. પુનાનું યુદ્ધ. વસાઈનું તહનામું. [મનું તહનામું.

૧૮૦૩. દિલ્હી, લાસવારી, એસે, આર્ગામનાં યુધ્ધો. ડીઓગા-

૧૮૦૪. ફરૂકાબાદ અને દીગનાં યુધ્ધો.

૧૮૦૬. વેલોરના દેશી સીપાઇઓનો બળવો.

૧૮૦૮. મદ્રાસમાં બળવો થયો. અંગરેજે જાવા, બુર્બોન અને આઇલિ ઓવ ફ્રાન્સ લીધાં.

૧૮૧૬. મકવાનપુરનું યુદ્ધ.

૧૮૧૭. માહીદપુર, નાગપુર, કર્કિનાં યુધ્ધો. [થે લડાઇ.

૧૮૧૮. મંદેસરનું તહનામું. કોરેગામનું યુદ્ધ. પિંઢારી લોક સા-

૧૮૨૫. અંગરેજે ડોનાબ્યુ અને આરાકાન જીતી લીધાં.

૧૮૩૯. અંગરેજે કાબુલ અને ગિઝની લીધાં.

૧૮૪૦. દોસ્ત મહમદ હારી ગયો અને અંગરેજને શરણ થયો.

૧૮૪૩. મિઆની અને હેદ્રાબાદનાં યુધ્ધો. સિંધ જોડાઈ ગયું. ગ્વાલીઅરમાં લડાઇ થઈ. માહારાજપુર અને પનીઆરનાં યુધ્ધો.

૧૮૪૫. શીખ લોકોએ હિંદુસ્તાન ઉપર હુમલો કર્યો.

૧૮૪૯. ગુજરાતનું યુદ્ધ. અંગરેજે મુલતાન ઉપર હુમલો કર્યો. પંજાબ જોડાઈ ગયું.

૧૮૫૨. પેગુ જોડાઇ ગયું.

૧૮૫૪. નાગપુર જોડાઈ ગયું.

૧૮૫૬. અયોધ્યા જોડાઈ ગયું.

૧૮૫૭. સીપાઇ લોકોનો મોટો બળવો.







બાબર.

આ ચોપડી તથા પોપ્સ હોમર ઈલિયદ બુક મીનીંગ્સ નીચે લખેલે ઠેકાણેથી રોકડી કિમતે વેચાશે. જેઓને વધારે નકલ લેવી હોય તેઓએ નીચે સખસોપર પોસ્ટપેડ કાગળ મોકલેથી કમીશન વગેરે સો મળશે.

શા. નગીનદાસ હરજીવનદાસ નાણાવટી. રળીએ હીંગલોકવાળાની પોળ.

શા કસનદાસ નારણદાસ બુક સેલર. ઠા. ના

